# અર્પણપત્રિકા

દેવેંદ્ર પૂજ્ય ચરમ તીર્થંકર શ્રી

મહાવીર પરમાત્મા.

જેમના નામનું સ્મરણ પણ મહા સંપદાને વિસ્તારે છે, જેમની વાણી આ ભવાબ્ધિમાં ડુબકાં ખાતાં ભવ્ય પ્રાણીઓને નૌકા સમાન છે, જેમનું પવિત્ર ચરિત્ર દ્રષ્ટિગોચર થતાં વીતરાગપણું સિદ્ધ કરાવે છે, જેમની સેવા કલ્પલતા સમાન છે, તેથી યોગેશ્વરો પણ તેને સદા ચાહે છે, જેમનું દર્શન થતાં તિર્યંચો પણ સ્વાભાવિક વૈરભાવને તજી દે છે, ઉપદ્રવ કરનારાં પ્રાણીઓપર પણ જેઓ દયાર્દ્ર ભાવે રહે છે, જેમના ગુણજ્ઞાનરૂપી અમૃત અમર પદ્દી આપે છે, રાગ રોષાગ્નિથી સંતપ્ત થએલાં પ્રાણીઓને શાંત કરવામાં જેઓ પુષ્કરાવર્ત મેઘ સમાન છે, અને સ્વયંભૂરમણ સમુદ્રની સાથે કરૂણારૂપી જળથી સ્પર્ધા કરવાવાળા, એવા શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરીને તેમના ચરણાંબુજમાં આ લઘુ પુસ્તક સમર્પણ કરીએ છીએ.

પ્રસિદ્ધ કર્તા.

# પ્રસ્તાવના.



શ્રી જૈન ધર્મ પ્રવેશ પોથીના બે ભાગ અમારા તરફથી પ્રસિદ્ધ થયા છે. તેનો આ ત્રીજો ભાગ છે પ્રથમના બે ભાગોમાં જે જ્ઞાન આપવામાં આવ્યું છે તેના કરતાં વધારે ચઢિઆતા વિષયો આ ભાગમાં લેવામાં આવ્યા છે; તેમજ પાછળના ભાગોમાં આવેલા વિષયોને પુનરાવર્તનરૂપે લઇ તેનો કાંઇ વધારે વિસ્તાર કર્યો છે.

શ્રી જૈન ધર્મ રૂપી વિશાળ જ્ઞાનસાગરમાં પ્રવેશ કરવાને સુગમ પડે એવો મૂળ ઉદ્દેશ આ પુસ્તકોનો છે અને તે માટે પુસ્તકને ક્રિયા, ધર્મ, નીતિ અને તત્વ એ ચાર વિભાગોમાં વહેંચેલું છે. બાળકોની શક્તિ અનુસાર પ્રત્યેક ભાગોનું જ્ઞાન થવાને માટે તે સંબંધી પાઠોની યોજના કરેલી છે. ધર્મ તત્વ સંબંધી જ્ઞાન બાળકોને આપવું રહેલું નથી, અને તે માત્ર તત્વજ્ઞાન, કે ક્રિયા વિગેરેની વાતજ બાળકોને કહેવામાં આવે તો તેમનાથી તે સમજાય નહિ એ વાસ્તવિક છે, માટે બનતાં સુધી સર્વ વિષયોને વ્યાવહારિક દૃષ્ટાંતોમાં ઉતાર્યાં છે, અને બાળકોને રૂચિકર તથા પ્રિય થઇ પડે એવી યોજના કરેલી છે.

આ પુસ્તકમાં શ્રાવક વર્ગમાં ગચ્છ સંબંધી જે ભેદ તે લક્ષમાં નહિ લેતાં માત્ર સર્વ શ્રાવક વર્ગને સામાન્ય રીતે ઉપયોગી થાય તેવી રીતે દર્શન, પૂજા, સામાયક, પ્રતિક્રમણ વિગેરેની આવશ્યકતા તથા તેનુ ફળ એ પાઠો આપ્યા છે. પ્રતિક્રમણાદિ આવશ્યક પ્રત્યેક ગચ્છના શ્રાવકો પોતપોતાના સ્વતંત્ર શિખે તોજ ઠીક થાય એવી અમારી માન્યતા છે, કારણ કે ગચ્છના સર્વ એવા ભેદો લક્ષમાં લઇ સર્વને ઉપયોગી થાય એવી એ વિષયની સામાન્ય

રીતિની યોજના કરવી એ અશકય જેવું છે, તેથીજ અમે અમારી જૈન પોથીઓમાં સર્વ શ્રાવકોને સામાન્ય ધર્મબોધ થાય એવી યોજના કરેલી છે.

આ પુસ્તકમાં વિષયને લગતાં રમૂજી ચિત્રો આપી તેને મનોરંજક બનાવવાનો અમારો વિચાર હતો, પણ આ દ્વિતિયા વૃત્તિમાં પણ તેમ કરવા બની શકયું નથી. તોપણ અમે એ વિષય મહત્વનો ગણીએ છીએ, તેટલા માટે અમો ત્રીજી આવૃત્તિમાં ચિત્રો આપવાનો અમારો વિચાર પાર પાડીશું એવી આશા છે.

આ પુસ્તક તૈયાર થયા પછી મુનિમહારાજ શ્રી ૧૦૦૮ ચારિત્રવિજયજી પાસે શુદ્ધ કરાવ્યું છે, તેઓશ્રીએ જે જે સ્થળે જૈન ધર્મ વિરૂદ્ધ શબ્દ કે વાકયો જણાયાં તે સુધારી આપ્યાં છે, સિવાય બાળકોને આ પુસ્તક વધારે ઉપયોગી કેમ થાય તે માટે ઘણી સહાય આપેલી છે. તેથી આ પ્રસંગે અમો ઉકત મુનિ મહારાજનો ઉપકાર માનીએ છીએ.

વળી આ પુસ્તકની ભાષા બાળકોને અનુકુળ અને રૂચિકર થાય તે માટે અત્રેની ગુજરાતી તાલુકા સ્કુલના હેડમાસ્તર શા. ચાંપશીભાઇ ગુલાબચંદ તેઓએ પુસ્તક તપાસી યોગ્ય સુચના આપી છે તેથી અમો તેમનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં સ્વર્ગસ્થ શેઠ લાલજી દેવણુંધના સ્મરણાર્થે તેમના વિધવા સોનબાઇએ રૂા. ૨૫૦) ની મદદ આપેલી છે, તેથી આ પ્રસંગે અમો તેમનો આભાર માનીએ છીએ. તથા અન્ય શ્રાવક શ્રાવિકાઓને પણ ઉકત બાઇનો દાખલો લઇ આવા ધર્મકાર્યને સહાય આપવા માટે નિવેદન કરીએ છીએ.

પ્રસિદ્ધ કર્તા.



# અનુક્રમણિકા.



# શ્રી જૈન ધર્મ પ્રવેશ પોથી

## ભાગ ૩ જો

## ખંડ ૧ લો

# જૈન ક્રિયા માર્ગ.

### પાઠ ૧ લો.

**શ્રાવકના દિનકૃત્ય વિષે કવિતા.**

હરિગીત.

જાગે પ્રથમ લઈ [૧]અલ્પ નિદ્રા ધર્મ કેરી રીતમાં,
હું કોણ ને ક્યારે સુતો એવું વિચારે [૨]ચિત્તમાં;
[૩]શય્યા વિષે સંભારતા નવકારને મનમાં ઘણું,
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું. ૧
કરી ધર્મ [૪]જાગરણા સુખે પ્રતિક્રમણને પછી આચરે,
પછી ચૌદ [૫]નિયમો ધારવા પચખાણ પ્રીતે આદરે;

---

૧ થોડી નિદ્રા. ૨ મનમાં. ૩ પથારી વિષે. ૪ હું કોણ, મારી જાતિ, ળ, દેવ, ગુરૂ અને મારો ધર્મ કોણ ઇત્યાદિ વિચાર કરવો તે ધર્મ જાગ-ણા કહેવાય છે. ૫ ચૌદ જાતના નિયમ ધારવા.

કરિ દેહ [1]ચિંતા શુદ્ધ થઇ પછી કામ લે દાતણુતણું,
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું. ૨

સારા [2]સમારી કેશને ન્હાવણુ કરે નિર્મળ જળે,
સુંદર લલાટે તિલક કરતાં દેવપૂજામાં વળે;
ગુરૂ વંદનાને આચરે નવ દોષ આવે ત્યાં અણું,
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું, ૩

[3]સ્વાધ્યાય સામાયિક કરી [4]નિર્દોષ ભોજનને કરે,
શ્રી દેવગુરૂને જ્ઞાનની આશાતના સૌ [5]પરિહરે;
ધન દેવનું સંભાળવા રાખે નહિ કાયરપણું.
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું. ૪

નીતિથકી ઉદ્યોગ કરિ [6]નિર્વાહ ઘરનો આચરે,
[7]સાધર્મિને સાધુ અતિથી સર્વનો આદર કરે;
સૌ સાથ [8]ઉચિતાચારથી ચાલી વધારે [9]યશ ઘણું,
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું. ૫

સાંઝે પડિક્કમણું કરી અવસર વિચારે આપથી,
થઇ શુદ્ધ શય્યામાં સુવે જાગે નહિ [10]પરિતાપથી;
આવું કરી દિનકૃત્ય શ્રાવક પુણ્ય બાંધે ચોગણું,
સાધર્મિ બંધુ સાંભળો દિનકૃત્ય તે શ્રાવક તણું. ૬



---

૧ ઝાડે જવું. ૨ સુધારી. ૩ સઝાય. ૪ દોષ વગરનું. ૫ છોડી દે. ૬ આજીવિકા. ૭ સરખા ધર્મવાળા ભાઇઓને. ૮ સર્વની સાથે યોગ્ય આચારથી ચાલીને. ૯ કીર્તિ. ૧૦ ચિંતાથી.

# પાઠ ૨ જો.

## દર્શન.

મોહન કરીને એક શ્રાવકનો છોકરો હતો, તે હમેશાં દેરાસરમાં દર્શન કરવા જતો હતો. તે એકદમ દર્શન કરીને પાછો આવતો હતો. એક વખતે વિઠ્ઠલ કરીને એક બીજો છોકરો તેને સામો મળ્યો. તે વિઠ્ઠલ, મોહનનો મિત્ર હતો. વિઠ્ઠલને મોહને પુછ્યું, વિઠ્ઠલ! તું ક્યાં જાય છે ? વિઠ્ઠલે કહ્યું, હું દેહેરે દર્શન કરવાને જાઉં છું. મોહન બોલ્યો, જા, જલદી દર્શન કરી આવ; પછી આપણે સાથે બાહેર ફરવા જઇએ. તારી રાહ જોઈને હું અહિં ઉભો છું. વિઠ્ઠલે કહ્યું, મોહન ! દર્શન કરતાં મને વાર લાગશે, માટે જો તારાથી તેટલી વાર સુધી રાહ જોઇ શકાય તેમ હો તો, ઉભો રહે, નહિતો તું એકલો ફરવા જા, હું પછીથી તને મળીશ. મોહન બોલ્યો, ભાઇ વિઠ્ઠલ ! દર્શન કરવામાં શી વાર લાગે ? એ તો બે ત્રણ મીનીટનું કામ છે. હું બે કે ત્રણ મીનીટમાં દર્શનનું કામ પતાવી દઉં છું. વિઠ્ઠલ હસીને બોલ્યો, મોહન ! આ ઉપરથી મને લાગે છે કે, તું દર્શન કરી જાણતો નથી. મોહને કહ્યું, વિઠ્ઠલ! દર્શનમાં વળી શું કરવાનું છે ?. પહેલાં મોટા ભગવાનની સામે બે હાથ જોડી દર્શન કરવાં, અને પછી બહાર ઉભા રહી બીજી પ્રતિમાજીને છેટેથી હાથ જોડી પતાવી દેવું, એમાં વાર શાની લાગે ? વિઠ્ઠલ બોલ્યો, ભાઈ મોહન, આ તારી મોટી ભુલ થાય છે. ભગવાન્નાં દર્શન કેવી રીતે કરવાં જોઇએ, એ વાત દરેક શ્રાવકે જાણવી જોઇએ. મોહન બોલ્યો; ભાઇ વિઠ્ઠલ ! હું તો એટલુંજ જાણું છું; બીજી કાંઇ મને ખબર નથી, કેવી રીતે દર્શન કરવાં

જોઇએ, તે મને બરાબર સમજાવ. વિઠ્ઠલ બોલ્યો, મોહન ! પહેલાં જ્યારે દર્શન કરવાની ધારણાથી ઘરની બહાર નીકળીએ, ત્યારે મનમાં સારી ભાવના ભાવવી, અને ઘણી હોંશ લાવવી. જ્યારે દેરાસરની ધજા કે બાર જોવામાં આવે, ત્યારે આપણા મનના સારા પરિણામ કરવા, દેરાસરમાં પેસતી વખતે આપણા પાસે કોઇ જાતની સચિત્ત વસ્તુ છે કે નહિ, તેની તપાસ કરવી. તે વખતે આપણા મોઢામાં પાન સોપારી કે કાંઇ પણ રાખવું નહિ પણ પ્રભુની સામે ઉભા રહી બે હાથ મસ્તક ઉપર જોડી તેમને વંદના કરવી. વંદના કર્યા પછી પ્રભુનાં સ્તવન ગાવાં, અને મનમાં પ્રેમ લાવીને પ્રભુજીનું બિંબ ઘણી વાર સુધી નીરખવું. પછી ત્રણ પ્રદક્ષિણા કરી બીજી જિનપ્રતિમાજીનાં ભાવથી દર્શન કરવાં. દર્શન કરતી વખતે ઘરના, પાઠશાળાના કે કોઇ રમત ગમતના વિચારો મનમાં લાવવા નહિ. ભાઇ મોહન ! આવી રીતે દર્શન કરવાથી આપણને દર્શનનો પૂરો લાભ મળે છે. ઉતાવળથી વેઠ કાઢવાની જેમ દર્શન કરવાથી કાંઇ પણ લાભ મળતો નથી.

મોહન બોલ્યો—ભાઈ વિઠ્ઠલ ! હવે હું તારૂં કહેવું બરાબર સમજી ગયો. મને તો આવી કાંઈ ખબરજ ન હતી. આજ સુધી હું ઊતાવળથીજ દર્શનનું કામ પતાવી દેતો હતો. ભાઇ વિઠ્ઠલ ! તેં મને આવી સારી સૂચના આપી, તેને માટે હું તારો ઉપકાર માનું છું. ચાલ, તારી સાથે ફરીથી દર્શન કરવા આવું. પછી મોહન વિઠ્ઠલ સાથે ફરી વાર દેરાસરમાં દર્શન કરવા આવ્યો, અને વિઠ્ઠલ પાસેથી દર્શન કરવાની બધી રીત તેણે નજરે જોઇ લીધી. પછી તે હમેશાં વિધિ પ્રમાણે દર્શન કરવા લાગ્યો.



### સારબોધ.

વિઠ્ઠલની જેમ દરેક શ્રાવકના છોકરાએ દેરાસરમાં જઈને દર્શન કરવાં જોઇએ. મોહનની જેમ ઉતાવળથી જેમ તેમ દર્શન કરવાં ન જોઇએ.



### સારાંશ પ્રશ્નો.

૧ મોહન કેવી રીતે દર્શન કરતો હતો ?
૨ વિઠ્ઠલે તેને દર્શન કરવાને માટે શું કહ્યું હતું ?
૩ દર્શન કેવી રીતે કરવાં જોઇએ ?
૪ મોહન આખરે કેવી રીતે દર્શન કરવા લાગ્યો ?



## પાઠ ૩ જો.



### પુજન.

ગુલાબચંદ, અને વાડિલાલ નામે બે મિત્રો હતા. તે બંને સાથે અભ્યાસ કરતા, અને સાથેજ ફરતા હતા. ગુલાબચંદ ચાલાક અને નિયમ પ્રમાણે વર્તનારો હતો, અને વાડિલાલ બુદ્ધિમાં ચાલાક, પણ આળસુ હતો.

એક વખતે વાડિલાલ, ગુલાબચંદને પાઠશાળામાં જવાને તેડવા આવ્યો, તે વખતે ગુલાબચંદ દેહેરેથી ઘેર આવતો હતો.

વાડિલાલ—ગુલાબચંદ ! કેમ હજુ તૈયાર થયો નથી ? પાઠશાળામાં કયારે જવું છે ?

ગુલાબચંદ—વાડિલાલ ! હજુ પાઠશાળાનો વખત થયો નથી, મારે હજુ જમવું છે.

**વાડિલાલ**—તું હમેશાં મોડું કરે છે, પહેલેથી જઇને આપણે ત્યાં ઘડી વાર રમીશું, પછી વખત થશે, એટલે પાઠશાળામાં જઇશું.

**ગુલાબચંદ**—ભાઇ વાડિલાલ ! વહેલા જઇને ત્યાં રમવું, એ મને પસંદ નથી. પાઠશાળા ઊઘડ્યા પહેલાં આપણે ત્યાં શામાટે જવું જોઇએ ? આપણે વહેલા તૈયાર થઇએ તો ઘેર વાંચવું, અને જ્યારે વખત થાય, ત્યારે પાઠશાળામાં જવું જોઇએ.

**વાડિલાલ**—તું હમેશાં બરાબર પાઠશાળાના વખત પ્રમાણે આવે છે, તે મને તો પસંદ નથી. વળી તું અત્યાર સુધી જમ્યો નથી. એ પણ કેવી વાત કહેવાય ?

**ગુલાબચંદ**—વાડિલાલ ! તું હમેશાં વહેલો શી રીતે તૈયાર થાય છે ? સવારે શું શું કામ કરે છે ? તે કહે.

**વાડિલાલ**—સવારે ઊઠી શરીરની બધી ક્રિયા કરી પછી થોડીવાર વાંચીને તરત જમવા બેસું છું.

**ગુલાબચંદ**—વાડિલાલ ! તું દેહેરે પૂજા કરવા જાય છે કે નહિ ?

**વાડિલાલ**—ભાઇ ગુલાબચંદ ! મને પૂજા કરવાનો વખત મળતો નથી, તેથી જઇ શકતો નથી. કોઇ કોઇ વાર રજાને દિવસે જાઉં છું.

**ગુલાબચંદ**—ત્યારે તારા કપાળમાં રોજ ચાંદલો તો હું જોઉં છું.

**વાડિલાલ**—હા, એ ચાંદલો તો હું ઘેર કરૂં છું. વળી કોઇ વાર પૂજા કરવા ગયો હોઉં, તો ત્યાં કરેલો ચાંદલો બે ત્રણ દિવસ સુધી પણ ભુંસાઇ જવા દેતો નથી,

**ગુલાબચંદ**—ભાઇ વાડિલાલ ! આતો ઘણી દિલગીરીની વાત કહેવાય. તું શ્રાવકનો છોકરો થઇ દેહેરે પુજા કરવા જાય નહીં, અને કોઇ વાર પૂજા કરી હોય, તેનો વાસી ચાંદલો બે ત્રણ દિવસ સુધી રાખી મુકે, એ કેવી નઠારી વાત કહેવાય ? આજ દિવસ

સુધી મને આ વાતની ખબર નહોતી. દેહેરે પૂજા નહિ કરનારો, ઘેર ચાંલ્લો કરી ફરનારો, અથવા બે ત્રણ દિવસ સુધી વાસી ચાંલ્લો રાખનારો, તારા જેવો શ્રાવકનો છોકરો મારો મિત્ર કહેવાય, એ મને પણ શરમ લાગવા જેવું છે.

ભાઇ વાડિલાલ ! હવેથી તું હમેશાં દેહેરે પૂજા કરવા જજે. તું કહેછે કે, મને વખત મળતો નથી, તે પણ તારૂં ખોટું બહાનું છે. રોજ પાઠશાળાનો વખત થયા પહેલાં તું મને વહેલો તેડવાને આવે છે, તો દેહેરે પૂજા કરવામાં શામાટે વખત ન મળે ? તું જાણે છે કે, આપણા વિદ્યા ગુરૂ દેહેરે પૂજા કરવાની હમેશાં ભલામણ કરે છે. જો તું હવેથી દેહેરે પૂજા કરવા નહીં જાય તો, હું તારી મિત્રતા છોડી દઇશ. જેઓ શ્રાવકના છોકરા થઇ દેહેરે પૂજા કરવા જતા નથી, તેઓ નઠારા છોકરા કહેવાય છે, અને નઠારા છોકરાની સોબત કરવી ન જોઇએ, એ વાત આપણે શીખ્યા છીએ.

વાડિલાલ—ભાઇ ગુલાબચંદ ! મને માફ કરજે, હવેથી હું હમેશાં દેહેરે પૂજા કરવા જઇશ, અને પાઠશાળાના વખતેજ તને તેડવા આવીશ. પછી વાડિલાલ હમેશાં ગુલાબચંદની સાથે દેહેરે પૂજા કરવા જવા લાગ્યો, અને પૂજા કરવાના પ્રભાવથી તેના મનના પરિણામ સારા થઇ ગયા.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ ગુલાબચંદની જેમ હમેશાં દેહેરે પૂજા કરવા જવું જોઇએ. વાડીલાલની જેમ ન કરવું જોઇએ. તેમજ જેઓ પૂજા કરતા ન હોય, તેની સોબત પણ ન કરવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ ગુલાબચંદ કેવો છોકરો હતો ?

૨ વાડિલાલ કેવો છોકરો હતો ?

૩ ગુલાબચંદે વાડીલાલને પૂજાને માટે શું પુછયું હતું ?

૪ ગુલાબચંદે વાડિલાલને કેવી શીખામણ આપી હતી ?

૫ છેવટે વાડીલાલે શી કબુલાત આપી હતી ?



# પાઠ ૪ થો.

## સામાયિક.

માધવ અને મનસુખ કરીને બે શ્રાવકના છોકરા હતા. માધવ હમેશાં ધર્મ ઉપર પ્રીતિવાળો, અને ધર્મને માર્ગે ચાલનારો હતો. મનસુખ ધર્મ ઉપર પ્રીતિવાળો અને ધર્મની વાતો કરનારો હતો. પણ તે પ્રમાણે વર્ત્તનારો નહતો. આ બંને મિત્રો પાડોશમાં રહેતા હતા. અને સાથેજ અભ્યાસ કરતા હતા. મનસુખ ફક્ત ધર્મની વાતો કરનારો છે, પણ ધર્મની ક્રિયા કરનારો નથી, એ વાત માધવના જાણવામાં ન હતી. તે તો મનસુખને ઘણોજ ધર્મી અને ધર્મ પ્રમાણે વર્તનારો જાણતો હતો.

એક વખતે સવારમાં માધવ, મનસુખને ઘેર આવ્યો. મનસુખ તે વખતે પોતાના ભાઇઓની સાથે સોગઠાંબાજી રમતો હતો. તે જોઇ માધવે પુછયું; ભાઇ મનસુખ ! આજે અત્યારે આ કયાંથી સુઝયું ? તમે બધાને તો એમ કહો છો કે, સવારમાં તો સામાયિક કરવું જોઇએ, અને તે પછી પોતાનો અભ્યાસ કરવો જોઇએ. વળી

તમે જુગારની રમતો રમવાની પણ ના કહો છો, અને આ તમે પોતે રમો છો, તે પણ સવારના વખતમાં રમો છો, એ કેવી વાત કહેવાય? માધવનાં આવાં વચન સાંભળી મનસુખ ઝાંખો પડી ગયો. થોડીવાર વિચારીને મનસુખ બોલ્યો,–માધવ! તારૂં કહેવું બરાબર છે. મારા મનમાં સવારે સામાયિક વિગેરે કરવાની ઇચ્છા રહ્યા કરે છે, પણ કોઈ કર્મયોગે મારાથી બની શકતું નથી. જે વાતની હું બીજાને ના કહું છું, તે વાત મારાથી બની જાય છે.

માધવ બોલ્યો—ભાઇ મનસુખ! કદિ બીજી ધર્મની ક્રિયા તારાથી ન બને તો ચાલ્યું, પણ સામાયિક તો દરેક શ્રાવકે અવશ્ય કરવું જોઇએ. સામાયિક કરવાથી કેટલા લાભ થાય છે? એ વાત તું પોતે પણ જાણે છે, એટલે તે વિષે તારી આગળ કહેવાની કાંઇ જરૂર નથી. કારણ કે સામાયિક કરવાનો ઉપદેશ મને તેંજ આપ્યો હતો.

**મનસુખ**–ભાઇ માધવ! આજે તારો મોટો આભાર માનું છું. તારા આવવાથી મને મારી ખામીનું ભાન થયું છે, હવે હું કદિપણ આવો દુરાચાર સેવીશ નહીં. માધવ! આ તારા દુર્ગુણી મિત્ર મનસુખને હજારવાર ધિક્કાર છે. જે માણસ બીજાને બોધ આપે છે, અને બીજાને સારે માર્ગે ચાલવાની ભલામણ કરેછે, છતાં તે પોતે અવળે માર્ગે ચાલે, તો તેને ઘણોજ પાપી માણસ સમજવો. મિત્ર માધવ! આ તારા પાપી મિત્રનું મોઢું તારે જોવા લાયક નથી.

એમ કહી મનસુખે સોગઠાંબાજી દુર ફેંકી દીધી, અને તરત માધવને સાથે લઈ ઉપાશ્રયે ગુરૂ પાસે ગયો. ત્યાં ગુરૂની સામે હાથ જોડી સામાયિક કરવાના તથા જે પ્રમાણે બીજાને કહેવું; તે પ્રમાણે પોતે વર્તવાનાં પચ્ચખાણ લીધાં. ત્યારથી મનસુખ હમેશાં સામાયિક કરવા લાગ્યો.



## સારબોધ.

હરેક શ્રાવકે માધવની જેમ હમેશાં ધર્મમાં વર્તવું જોઇએ અને બીજાને જેવો બોધ આપવો, તે પ્રમાણે પોતે પણ ચાલવું જોઇએ; તેમ નહીં કરવાથી મનસુખની જેમ પસ્તાવો થાય છે.



## સારાંશ પ્રશ્નો

૧ માધવ કેવો છોકરો હતો ?
૨ મનસુખ કેવો છોકરો હતો ?
૩ મનસુખને માધવે શું કહ્યું હતું ?
૪ સામાયિક કરવાને વખતે મનસુખ શું કરતો હતો ?
૫ માધવના કહેવાથી મનસુખે શું કહ્યું હતું ?
૬ છેવટે મનસુખે શેનાં પચ્ચખાણ લીધાં હતાં ?



# પાઠ ૫ મો.

---

## પ્રતિક્રમણ.

દેવપુરીમાં દયાધર કરીને એક શ્રાવકનો છોકરો હતો. તે એક વખતે ઉપાશરામાં મુનિના મુખનું વ્યાખ્યાન સાંભળવા ગયો. ત્યાં તેણે એવું સાંભળ્યું કે " સંસારી જીવ રાત અને દિવસ પાપ કર્યા કરે છે. " આ વચન સાંભળતાંજ તેના મનમાં ચિંતા થવા લાગી. દયાધર ધર્મ ઉપર ઘણો આસ્તિક છોકરો હતો, તેથી તેના મનમાં ઉચાટ થવા લાગ્યા કે, હવે મારે શું કરવું ? હું પણ સંસારી છું, તો મારાથી પણ હમેશાં પાપ થતું હશે. જ્યારે રોજને રોજ પાપ વધતાં જશે, તો પછી મારે નરકમાં પડવું પ-

ડશે. તે નરકની પીડા મારાથી શી રીતે ભોગવી શકાશે ? આવી ચિંતા કરતો તે ઘેર આવ્યો. તેના બાપનું નામ પ્રેમધર હતું. તે જૈનધર્મમાં ઘણો પ્રવીણ હતો. પ્રેમધરે કહ્યું, દીકરા ! જમવાનો વખત થયો છે, માટે જમી લે. દયાધર બોલ્યો, બાપા ! આજે મને જમવાની રૂચિ નથી. મારો જીવ ગભરાય છે. પ્રેમધર બોલ્યો, બેટા ! તને શું થયું છે ? શું તારા પેટમાં કાંઇ રોગ થયો છે ? દયાધરે કહ્યું, બાપા ! મને કાંઈ થયું નથી. ફક્ત મને એક મોટી ચિંતા થઇ પડી છે. પ્રેમધર બોલ્યો, બેટા ! તારા જેવા બાળકને ચિંતા શી હોય ? શું છે ? તે કહે. પછી દયાધરે પોતાને ચિંતા થવાની બધી વાત પહેલેથી કહી સંભળાવી. તે સાંભળી પ્રેમધર બોલ્યો, બેટા ! તેવી ચિંતા શામાટે રાખે છે ? પાપ દૂર કરવાનો એક સેહેલો ઉપાય છે. અને તે ઉપાય પણ તારી પાસેજ છે. દયાધર બોલ્યો, બાપા ! તે કયો ઉપાય તે મને જલદી કહો. પ્રેમધરે કહ્યું, બેટા ! શ્રાવકના દીકરાએ હમેશાં બે વાર પ્રતિક્રમણ કરવું, તેથી તેને કોઇ જાતનાં પાપ વધતાં નથી. દિવસે કરેલાં પાપ રાત્રિના પ્રતિક્રમણથી આલોવાય છે, અને રાત્રે કરેલાં પાપ દિવસના પ્રતિક્રમણથી આલોવાય છે. તેથી જો શ્રાવક હમેશાં પ્રતિક્રમણ કરવાનો નિયમ રાખે તો, તેને પાપની આવક વધી શકતી નથી. વળી હમેશાં પ્રતિક્રમણ કરવાથી મન નિર્મળ થાય છે, અને મન નિર્મળ થવાથી તેમાં પાપ કરવાના નઠારા વિચારો આવતા નથી. એથી પાપ થવાનાં કારણો બંધ થઇ જાય છે. બેટા, દયાધર ! તું પાપની ચિંતા કરીશ નહિ. તું બે પ્રતિક્રમણ શીખ્યો છુ, માટે હમેશાં સવારે અને સાંજે પ્રતિક્રમણ કર્યા કરજે. એટલે તારામાં કદિ પણ પાપ પેશી શકશે નહિ. પ્રેમધરનાં આવાં વચન

સાંભળી દયાધર ખુશી થઈ ગયો, અને તેણે પોતાના પિતાનો આભાર માની જણાવ્યું કે, બાપા ! હવેથી હું હમેશાં બેવાર પ્રતિક્રમણ કરીશ, અને પાપની આવકને બંધ કરીશ.

ત્યારથી દયાધર હમેશાં બે વખત પ્રતિક્રમણ કરવા લાગ્યો, અને તે મોટી ઉમરે એક શુદ્ધ શ્રાવક તરીકે પ્રખ્યાત થયો.



## સારબોધ.

દયાધરની જેમ દરેક શ્રાવકના છોકરાએ પાપનો ડર રાખવો જોઇએ, અને બે વાર પ્રતિક્રમણ કરીને પાપની આવક બંધ કરવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ દયાધર કેવો છોકરો હતો ?

૨ તેને શેની ચિંતા થઈ હતી ?

૩ પ્રેમધરે તેને શું કહ્યું હતું ?

૪ પ્રેમધરના કહેવાથી દયાધરે શું કર્યું હતું ?

૫ બે વાર પ્રતિક્રમણ કરવાથી દયાધર કેવો થયો હતો ?



# પાઠ ૬ ઠ્ઠો.

---

## શ્રાવકના સંસારને સુધારવા વિષે.

### શિખરિણી.

સદા સંપે ચાલો [1]શુભ ગુણ વધારો વિનયથી,
દયા પાળો નિત્યે દિલમહિ ડરો પાપ ભયથી;

---

૧ સારા ગુણ.

તપસ્યાના તેજે [1]નિરમળ બની કર્મજ હણો,
સુધારો [2]સાધર્મી સકલ ભવ આ શ્રાવક તણો. ૧
બની ધર્મે ધીરા [3]સુખકર સદાચાર કરજો,
[4]વદો વાણી સાચી નિજ હૃદયમાં ટેક ધરજો;
કરો સારાં કામો [5]દુઃખકર વિપત્તિ નવ ગણો,
સુધારો સાધર્મી સકલ ભવ આ શ્રાવક તણો. ૨
કરો પ્રેમે પૂજા જિનવર તણી ભાવ ધરીને,
ધરો ભક્તિ સારી ગુરૂ જન તણી [6]દોષ હરિને;
વધારો વિદ્યાનો પરમ મહિમા જે અતિ ઘણો,
સુધારો સાધર્મી સકલ ભવ આ શ્રાવક તણો. ૩



# ખંડ ૨ જો.



# ગૃહસ્થ શ્રાવકનો સામાન્ય ધર્મ.



## પાઠ ૭ મો.

### ન્યાયથી પૈસો કમાવવો.

હરેક શ્રાવકે નીતિથી પૈસો કમાવવો જોઇએ. પોતાના શેઠને, મિત્રને અને વિશ્વાસી માણસને છેતરીને તથા ચોરી કરીને પૈસો

---

૧ મેલવિનાના. ૨ હે સાધર્મીભાઇ ! આ શ્રાવકનો બધો સંસાર સુધારો. ૩ સુખ આપનાર. ૪ બોલો ૫ દુઃખ આપનાર. ૬ નાશ કરીને. ૭ મોટો મહિમા

મેળવવો, તે અનીતિનો પૈસો કહેવાય છે. જે પૈસો નીતિથી મેળવ્યો હોય, તે પૈસાનો ઉપભોગ શંકા વગર થઇ શકે છે. વળી નીતિનો પૈસો જો સત્પાત્રને આપ્યો હોય, અથવા ગરીબ અને દુઃખી માણસોની મદદમાં આપ્યો હોય તો, તેથી આપણું કલ્યાણ થાય છે. અનીતિથી મેળવેલો પૈસો જો કદિ સારે માર્ગે વાપરે, તો પણ તેનું સારૂં ફળ મળતું નથી, એટલુંજ નહીં, પણ તેનાથી આ લોકમાં રાજા તરફથી શિક્ષા થાય છે, અને મુવા પછી નરકની શિક્ષા ભોગવવી પડેછે. માટે અનીતિથી પૈસો મેળવવો નહીં, પણ નીતિથી પૈસો મેળવવો. નીતિથી પૈસાદાર બનેલો માણસ જે કાંઇ સખાવત કરે, અથવા લોકોના ભલાંને માટે પૈસો ખરચે, તે બધો લેખે થાય છે, અને તે આલોક અને પરલોક બંનેમાં સુખી થાય છે. તે ઉપર વામચંદ નામના એક વાણીયાની વાર્ત્તા છે.



## વામચંદની વાર્ત્તા.

પદ્મપુરનગરમાં વામચંદ નામે એક વાણિયો હતો. તે વેપારના કામમાં ઘણો પ્રવીણ હતો. રામદાસ નામના એક પૈસાદાર શેઠની દુકાને તે નોકર રહ્યો હતો. રામદાસ ઘણો નીતિવાળો અને ઉદાર હતો. દુકાનનું બધું કામ વામચંદ ચલાવતો હતો. રામદાસ શેઠનો તેની ઉપર એટલો બધો વિશ્વાસ હતો, કે જે કાંઇ વામચંદ કરે, તેજ વાત રામદાસ કબુલ કરતો. એક વખતે વેપારમાં રામદાસને ઘણી કમાણી થઇ, તે જોઇ વામચંદને તેનો એક કામચંદ નામનો મિત્ર કહેવા આવ્યો. ભાઇ વામચંદ ! તારો શેઠ ઘણું કમાય છે, અને તે કમાણી તારાથીજ થાયછે, માટે તું પૈસાદાર કેમ થતો નથી ? નોકરીના પગારમાં તારૂં કાંઇ વળશે નહીં. વામચંદે કહ્યું, ભાઇ કામચંદ ! પૈસાદાર થઇને શું કરવું છે ? આટલાથીજ હું સંતોષ

માનું છું. કામચંદ બોલ્યો—જો તારી આગળ પૈસો હશે તો તું વધારે સુખી થઇશ. મારા જેવા પરઉપકાર કરીશ, અને ગરીબોને મદદ આપીશ. વામચંદે કહ્યું, મિત્ર ! વધારે પૈસાથી કાંઇ વધારે સુખી થવાતું નથી. સુખ તો સંતોષમાંજ છે, મારા શેઠને છેતરી અનીતિનો પૈસો લઇ હું બીજાને ઉપકાર કરૂં, તેના કરતાં પ્રમાણિકપણાથી નોકરી કરૂં, અને મારૂં પાલન કરનાર શેઠનું ભલું ઇચ્છી પગારના પૈસામાંજ સંતોષ માનું, એ કેવું સારૂં ? અનીતિના પૈસાવડે પરોપકાર કરવાથી કાંઇપણ ફળ થતું નથી. વામચંદનાં આ વચન તેનો શેઠ રામદાસ ઘરની દીવાલની ઓથે રહી સાંભળતો હતો. તે સાંભળી ઘણોજ ખુશી થઇ ગયો. અને પોતાના પ્રમાણિક નોકરની આવી સારી દાનત જોઇ તેણે વામચંદને મોટી રકમ ઇનામમાં આપી.



## સારબોધ.

વામચંદની જેમ પ્રમાણીકતાથી નોકરી કરનાર માણસને તેની પ્રમાણીકતાનો બદલો મળ્યા વગર રહેતો નથી; તેથી દરેક શ્રાવકે પ્રમાણીકતા રાખી નીતિથી પૈસો મેળવવો જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ અનીતિનો પૈસો કયો કહેવાય ?
૨ અનીતિનો પૈસો સારે માર્ગે વાપર્યાથી શું થાય ?
૩ કેવો પૈસો વાપરવાથી કલ્યાણ થાય ?
૪ વામચંદની વાતનો સાર શું છે ?
૫ વામચંદને કામચંદે કેવી સલાહ આપી હતી ?
૬ વામચંદને તેના શેઠે શું કર્યું હતું ?



# પાઠ ૮ મો.



## વિવાહ.

ગ્રહસ્થ શ્રાવકે બીજા ગામના કે બીજા વંશના માણસની સાથે વિવાહનો સંબંધ જોડવો. તેમાં વળી એટલું પણ જોવું કે, જેની સાથે સંબંધ જોડવાનો હોય, તેમનાં કુળ અને સ્વભાવ વિગેરે પોતાનાં સરખાં હોવાં જોઇએ. તેમ વળી તેમનો વ્યવહાર ચોખ્ખો હોય, માંસ, મદિરાનું સેવન અને રાત્રિ ભોજન કરવાનો નઠારો પ્રચાર તેમનામાં ન હોય, તેવાં જનોની સાથે વિવાહનો સંબંધ કરવો જોઇએ. જો બાર વર્ષની કન્યા અને સોળ વર્ષનો પુરૂષ હોય તોજ, એ બંનેનો વિવાહ કરવો યોગ્ય ગણાય છે. રૂપ, ગુણ અને વય જોઈને વિદ્વાન પુરૂષને કન્યા પરણાવવી, તે વિવાહ બધાથી ઉત્તમ ગણાયછે. અને કાંઇ પૈસા લઇને કન્યા આપવી, તે સર્વથી નઠારો વિવાહ ગણાય છે. જેમનાં કુળ તથા સ્વભાવ સરખાં ન હોય, જેમનો વ્યવહાર ચોખ્ખો ન હોય, અને જેમના ઘરમાં દુરાચાર હોય, તેવાઓની સાથે વિવાહનો સંબંધ કદિપણ કરવો નહિ. તેને માટે મંછારામ અને પ્રેમજી નામના બે ગ્રહસ્થની વાર્તા ધડો લેવા જેવી છે, મથુરા નગરીમાં **મંછારામ** નામનો એક શ્રાવક રહેતો હતો. તેને **ચંદના** નામે એક દીકરી હતી. ચંદના બાળ વયમાંથી ઘણી ચતુર હતી. તેણે સારીરીતે સ્ત્રી કેળવણી લીધી હતી. ચંદના જ્યારે યોગ્ય ઉમરની થઇ, એટલે તેના પિતા મંછારામને તેના વિવાહની ચિંતા થઇ પડી. તેવામાં કોઇ મીત્રના કહેવાથી પ્રેમજી નામના એક ગ્રહસ્થના રામજી નામના દીકરાની સાથે મંછારામે ચંદનાનું વેવિશાળ કર્યું. ચંદનાની ઉમર ચૌદ વર્ષની હતી, ત્યારે પ્રેમજીના પુત્રની ઉમર બાર

વર્ષની હતી. મંછારામનું કુટુંબ શ્રાવક ધર્મને લઇને શ્રાવકના બધા આચારને જાણનાર અને પાળનાર હતું, અને પ્રેમજીનું કુટુંબ માત્ર નામથીજ શ્રાવક હતું. તેના ઘરમાં મિથ્યાત્વીના બધા આચાર ચાલતા હતા. ચંદના અને રામજીનો વિવાહ થયો. ચંદના જ્યારે સાસરે આવી, ત્યારે તે શ્રાવકની દીકરીએ પોતાના સાસરાના ઘરમાં બધા મિથ્યાત્વીના રીવાજ જોયા. જે દીવસે ચંદના પ્રેમજીને ઘેર આવી, તેજ દિવસે ચંદનાને તેની સાસુએ જમવા બોલાવી. તે વખત રાત્રિનો હતો. એટલે ચંદનાએ કહ્યું કે, હું રાત્રે જમતી નથી. તમે શ્રાવક થઇને રાત્રે કેમ જમો છો ? તેની સાસુ નઠારા સ્વભાવની હતી. તેણે ચંદનાને કહ્યું કે, તારે અમારે ઘેર રાત્રે જમવું પડશે. નહીંતો તું તારે પિયર ચાલીજા. એમ કહી તેણીએ ચંદનાને કેટલીએક ગાળો આપી. રામજી હજુ છોકરો હતો. પોતાની માના કહેવાથી તેણે ચંદનાને ઘણો માર માર્યો. ચંદના રોતી રોતી પોતાના પિતાને ઘેર ગઇ, અને તે બધી વાત પોતાના બાપ મંછારામને કહી સંભળાવી. મંછારામ પ્રેમજીને ઠપકો આપવા ગયો. ત્યાં પ્રેમજીએ તેની સાથે મારામારી કરી, અને મોટો વિરોધ થયો. આખરે ચંદના બાપને ઘેરજ રહી, અને મંછારામ અને પ્રેમજીની વચ્ચે ઘણાં વર્ષ સુધી કજીયા ચાલ્યા કર્યા.



## સારબોધ.

જેમનાં કુળ, સ્વભાવ અને આચાર સરખાં ન હોય. તેવાઓની સાથે વિવાહ સંબંધ કરવાથી મંછારામ અને પ્રેમજીની જેમ મોટો ટંટો થાય છે, અને તેવા કુળમાં દીકરી આપવાથી તે દીકરી ચંદનાની જેમ દુઃખી થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકે કેવા પુરૂષોની સાથે વિવાહનો સંબંધ જોડવો જોઇએ?
૨ વિવાહમાં કન્યા અને વરની કેટલી ઉમર હોવી જોઇએ?
૩ ઊત્તમ વિવાહ કયો અને નઠારો વિવાહ કયો?
૪ મંછારામ અને પ્રેમજી કેવા ગ્રહસ્થ હતા?
૫ ચંદના અને રામજીની ઉમર વિવાહને યોગ્ય હતી કે નહિ?
૬ પ્રેમજીના ઘરમાં કેવા આચાર હતા?
૭ ચંદના સાસરે કેમ રહી ન હતી?
૮ ચંદનાને કોણે માર માર્યો હતો?



# પાઠ ૯ મો

### સદાચાર.

ગૃહસ્થ શ્રાવકે સદાચાર પાળવો, અને તેની પ્રશંસા કરવી. જ્ઞાની અને વૃદ્ધ પુરૂષોની સેવાથી જેમણે સારી શીખામણ મેળવી હોય, તેવા પુરૂષોનું જે આચરણ તે સદાચાર કહેવાય છે. સદાચારી માણસ લોકના અપવાદથી બીએ છે, ગરીબ અને દુઃખી માણસનો ઉદ્ધાર કરવામાં તેને આદર હોય છે, અને તે હમેશાં કદર જાણે છે. એવા સદાચારી શ્રાવકનાં સારી રીતે વખાણ કરવાં જોઇએ. એ શ્રાવકનો ખરેખરો ગુણ કહેવાય છે. સદાચારીનાં અને સદાચારનાં વખાણ કરવામાં કેવો લાભ છે? તેને માટે એક નીચેની વાર્તા ઉપયોગી છે.

માધવ અને કેશવ નામે બે ભાઇઓ હતા. માધવને હમેશાં સદાચાર ગમતો હતો, અને કેશવ તેની વિરૂદ્ધ હતો. સદાચારથી

આ વળી રીતે વર્તનારો કેશવ એક વખતે વાડીમાં ફરવા ગયો. ત્યાં કેટલાએક લુચ્ચા છોકરાઓ જુગાર રમતા હતા. જુગાર રમતાં રમતાં તેઓની વચ્ચે હાર જિતનો મોટો વાંધો ઉઠયો. તે વાંધો પતાવવાને તે વાડીમાં આવી ચડેલા કેશવને તેઓ લઇ ગયા, અને કેશવ જેમ કહે તે કબુલ કરવાને બધાઓ બંધાયા. કેશવ સદાચારનો વિરોધી હતો, તેથી તેનામાં બરાબર ન્યાય આપવાનું પ્રમાણિકપણું હતું નહીં. આથી તેણે પક્ષપાત કરી, એ વાંધો બીજાના લાભમાં ચુકવ્યો. કેશવની અનીતિ જોઈ તેઓ નાખુશ થઇ ગયા, અને સામા પક્ષના માણસોને મારવા તૈયાર થયા. એમ કરતાં તેઓની વચ્ચે મારામારી થઇ, અને તેમાં બે ત્રણ ખુન થઈ ગયાં. આ ખબર થતાંજ રાજાના માણસોએ તે બધાને કેદ કર્યા, તેમાં કેશવ પણ ખુની તરીકે પકડાયો, રાજાએ તેમનો ન્યાય કરાવી શિક્ષા આપવાનો ઠરાવ કર્યો, ત્યાં માધવ પોતાના ભાઇ કેશવને છોડાવવાને રાજાની પાસે આવ્યો. રાજા જૈની અને નીતિવાળો હતો; તેણે માધવને પુછયું કે, તું કેમ આવ્યો છું ? માધવે કહ્યું, મારા નિરપરાધી ભાઇ કેશવને છોડાવવાને આવ્યો છું. રાજાએ કહ્યું, તારો ભાઇ નિરપરાધી છે, તેની શી ખાત્રી ? માધવે કહ્યું, જે આપ કહો. તે ખાત્રી આપું. રાજાએ પોતાના વિદ્વાન્ મંત્રીઓની સાથે મસલત કરી કહ્યું—માધવ ! જેના કુળમાં સદાચાર પળાતો હોય, અને જે સદાચારનાં વખાણ કરતા હોય, તેવા કુળનો માણસ આવાં ખરાબ કામ કરેજ નહિ. તે તો હમેશાં ઘણું કરીને નિરપરાધી હોવો જોઇએ. મને તેવી ખાત્રી છે, માટે જો તારો ભાઇ કેશવ નિર્દોષ હોય તો, તું સદાચાર એટલે શું ? અને સદાચારનાં વખાણ કેવી રીતે કરવાં જોઇએ ? તે મારી આગળ જણાવ. પછી માધવે સદાચારનું સ્વરૂપ રાજાને કહી સંભળાવ્યું, અને તે પછી નીચે પ્ર-

આણે સદાચારનાં વખાણ કર્યાં, "જે માણસ હમેશાં કોઈની નિંદા કરે નહિ, સારા માણસની પ્રશંસા કરે, વિપત્તિ આવે ત્યારે ધીરજ રાખે, સંપત્તિ મળે ત્યારે નમ્ર થાય, પ્રસંગ આવે થોડું બોલે, કોઇની સાથે વાદ કરે નહિ, જે પોતે કબુલ કર્યું હોય, તે પ્રમાણે વર્તે, પોતાના કુળનો ધર્મ પાળે, ખોટે માર્ગે ખર્ચ કરે નહિ, જે ઘટે તેવું કામ કરે, ખરૂં કામ કરવામાં આગ્રહ રાખે, કોઇ કામમાં ગાફલ રહે નહિ, સારા લોક રીવાજને અનુસરે. જે જે યોગ્ય હોય તેનું પાલન કરે, અને કંઠે પ્રાણ આવે તોપણ નઠારૂં કામ કરે નહિ, એ સદાચાર કહેવાય છે. અને તેવો સદાચાર સેવનાર પુરૂષને ધન્ય છે. માધવનાં આવાં વચન સાંભળી રાજા ખુશી થયો. અને "આ કેશવ સદાચારને જાણનારા માધવનો ભાઇ છે, માટે તે નિર્દોષ હોય અથવા ન હોય, પણ માધવની લાયકાતની ખાતર છોડી મુકવો જોઇએ." આવું ધારી તેણે કેશવને છોડી મુકયો.



## સારબોધ.

કેશવ સદાચારની વિરૂદ્ધ હતો, પણ માધવનો સદાચાર જોઇ રાજાએ તેને છોડી મુકયો હતો; માટે દરેક શ્રાવકના પુત્રે સદાચાર રાખવો, અને જે બીજો સદાચાર પાળતો હોય તેનાં વખાણ કરવાં.



## સારાંશ પ્રશ્નો.

૧ સદાચાર એટલે શું ?

૨ માધવે કેશવને કયા ગુણથી છોડાવ્યો ?

૩ કેશવ શા માટે પકડાયો હતો ?

૪ સદાચારનાં વખાણ માધવે કેવી રીતે કર્યાં હતાં ?



# પાઠ ૧૦ મો.

## ૭ શત્રુઓ.

આપણા શરીરની અંદર કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ—એ ૭ શત્રુઓ છે. તેઓ અંદર રહી શત્રુના જેવું કામ કરે છે, માટે તે ખરેખરા શત્રુઓ કહેવાય છે. બીજાએ પરણેલી અથવા કુંવારી સ્ત્રી ઉપર નઠારી ઈચ્છા કરે, તથા પોતાની પરણેલી સ્ત્રી ઉપર અતિ અભીલાષા ધરે તે **કામ** કહેવાય છે. વિચાર વગર પોતાનો અને બીજાનો નાશ કરવાનું કારણ તે **ક્રોધ** કહેવાય છે. બીજાને પોતાનું ધન આપે નહિ, અને બીજાના ધનને કારણ વગર લે તે **લોભ** કહેવાય છે નઠારી હઠને તથા અહંકારને લઇ યોગ્ય વચન માને નહિ, તે **માન** કહેવાય છે, બળ, ઠકુરાઈ, વિદ્યા અને રૂપ વિગેરેથી મગરૂર થવાનું કારણ તે **મદ** કહેવાય છે. અને કારણ સિવાય બીજાને દુઃખ ઉત્પન્ન કરવાથી અથવા જુગાર શીકાર વિગેરે નઠારી ટેવથી મનમાં ખુશી થાય તે **હર્ષ** કહેવાય છે. આ અંદરના ૭ શત્રુઓનો જે ત્યાગ કરે, તે ખરેખરો શ્રાવક છે. જે શ્રાવક હોય, તેમણે કેવા ગુણ રાખવા જોઇએ, તે ઉપર રાજસિંહ રાજાની કથા છે.

પાટણ નગરમાં રાજસિંહ નામે એક રાજા હતો. તે શ્રાવક ધર્મને માનતો હતો, પણ તેનામાં શ્રાવકના ગુણ આવ્યા નહતા. એક વખતે કોઈ બાતમીદારે ખબર આપ્યા કે, તારી ઉપર તારા શત્રુઓ ચડી આવે છે, આ ખબર જાણતાંજ તેણે ચડાઇ કરી, અને થોડા દિવસમાં દુશ્મનોને હરાવી તે પાછો તરત રાજધાનીમાં આવ્યો. ત વખતે ક્ષમાવિજય નામે એક મુનિ શહેરની પાસેની વા-

ડીમાં ઉતર્યા હતા. રાજા વિજય કરી આવતો હતો, ત્યાં તેને માર્ગમાં ખબર પડી કે, વાડીમાં મુનિ પધાર્યા છે, એટલે રાજા તેમને વાંદવા ગયો, મુનિએ રાજાને ધર્મ લાભ આપ્યો, અને ધર્મ સંબંધી વાત પુછી. શત્રુઓની ઉપર થોડા વખતમાં જીત મેળવી આવેલા રાજાએ મુનિને ગર્વથી જણાવ્યું કે, મહારાજ ! થોડા વખતમાં મોટી જીતકરીને હું આપને વાંદવા આવ્યો છું. મેં મોટા શત્રુઓને હરાવી દીધા, તેને માટે હું આપના જેવા મહાત્માનો ઉપકાર માનું છું. રાજાના આવાં ગર્વ ભરેલાં વચન સાંભળી મુનિ બોલ્યા—હે રાજા ! તેં શત્રુઓની ઉપર મોટી જીત મેળવી, એ વાત સાંભળી મને અચંબો થાય છે. હમણાં જે તું બોલ્યો, એ ઉપરથી તો સમજાય છે કે, હજુ તારાથી બીજા દુશ્મનો જીતી શકાયા નથી. રાજાએ કહ્યું, ભગવન્ ! તે વાત શી રીતે મનાય ? મારે હવે કોણ શત્રુ છે ? તે બતાવો. મુનિ બોલ્યા—રાજા ! તું જેની ઉપર જિત મેળવીને આવ્યો, તે તો તારા બાહેરના શત્રુઓ છે, પણ હજુ અંતરના શત્રુઓ જીતવા બાકી છે. રાજાએ પુછયું, તે અંતરના કયા શત્રુ તે કહો. મુનિ બોલ્યા–કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ એ છ શત્રુઓ અંતરના ગણાય છે. હમણાં તેં જે ગર્વનાં વચન કહ્યાં, તે તારો **મદ** નામનો શત્રુ છે. એમ કહી મુનિએ તેને સમજુતી આપી બરાબર સમજાવ્યો. રાજા સમજી ગયો, અને ત્યાર પછી તેણે થોડે થોડે પ્રયાસ કરી અંતરના છ શત્રુઓને જીતી લીધા, અને સુખી થયો.



## સારબોધ.

રાજસિંહ રાજાની જેમ બાહેરના શત્રુઓને જીતી ગર્વ કરવો નહીં. ક્ષમાવિજય જેવા વિદ્વાન મુનિની પાસેથી બરાબર સમજીને

અંદરના છ શત્રુઓને જીતી લેવા, એટલે કામી, ક્રોધી, લોભી, માની, મદવાળા અને હર્ષવાળા થવું ન જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ અંદરના છ શત્રુઓ કયા ? તે ગણાવો.

૨ તે છ શત્રુઓનાં જુદાં જુદાં સ્વરૂપ સમજાવો.

૩ ખરો શ્રાવક કયો કહેવાય ?

૪ રાજસિંહ રાજાને શાથી ગર્વ થયો હતો ?

૫ તેમને કયા મુનિએ બોધ આપ્યો હતો ?

૬ રાજા રાજસિંહને કેવી રીતે બોધ થયો હતો ?



# પાઠ ૧૧ મો.

---

## ઇંદ્રિયોનો જય.

ગૃહસ્થ શ્રાવકે પોતાની ઇંદ્રિયોનો જય કરવો જોઇએ. નાક કાન, જીભ વિગેરે ઇંદ્રિયો પોતપોતાના વિકારમાં માણુસને આસક્ત કરે છે, તેવી ઇંદ્રિયોનો શ્રાવકે જય કરવો જોઇએ. ઇંદ્રિયોને નિયમમાં ન રાખવી, તે વિપત્તિનો માર્ગ છે; અને ઇંદ્રિયોને નિયમમાં રાખવી, તે સંપત્તિનો માર્ગ છે. જો ઇંદ્રિયો તાબે કરી હોય તો, તે સુખનું કારણ છે, અને છુટી મુકી હોય તો, તે દુઃખનું કારણ છે, માટે ગૃહસ્થ શ્રાવકે પોતાથી બને તેમ ઇંદ્રિયોને કબજે રાખવી. કબજે નહીં રાખેલી ઇંદ્રિયો માણુસને નઠારી સ્થિતિમાં લઇ જાય છે, તે ઉપર ચંદ્રકેતુ રાજાની વાત બરાબર દાખલા રૂપ છે,

અવંતી નગરીમાં ચંદ્રકેતુ રાજા હતો. તે ઘણો ધર્મી અને ન્યાયી હતો. તેના રાજ્યમાં ધર્મ અને ન્યાય બંને સમાન રીતે શોભી રહ્યા હતા. કેટલોક વખત રાજ્ય કર્યા પછી, તે રાજાએ દીક્ષા લેવાનો વિચાર પણ કર્યો હતો. આવા ઉંચા વિચારનો રાજા એક વખતે રાત્રે પોતાના મેહેલમાં સુતો હતો, ત્યાં દૂરથી એક મધુર અવાજ તેના કાને આવ્યો. તે સાંભળતાંજ રાજા મેહેલમાંથી નીકળી છુપી રીતે તે અવાજને અનુસારે ચાલ્યો. નગર બાહેર આવતાં એક વડનું ઝાડ આવ્યું, તેની નીચે એક સુંદર સ્ત્રી ગાયન કરતી જોવામાં આવી, તેને જોતાંજ રાજાને મોહ થઇ ગયો. અને તે સ્ત્રીનું ગાયન સાંભળવામાં તલ્લીન થઇ ગયો. થોડીવાર પછી તે તે બાઇ ગાતી બંધ રહી. એટલે રાજાએ પુછયું, કે તમે શા માટે ગાયન બંધ કર્યું ? તે સ્ત્રી બોલી–રાજા ! જે પુરૂષ આ મારા રસને પીએ, અને આ સુગંધી પુલ સુંઘે, તેનેજ હું ગાયન સંભળાવું છું બીજાને સંભળાવતી નથી. રાજાએ તે વાત કબુલ કરી, પછી તે સ્ત્રીએ રાજાને રસ પાયો, અને સુગંધી પુલ સુંઘાડયું. તરતજ રાજા ઘણો ખુશી થઇ ગયો, અને તે સ્ત્રીમાં આશક થઈ ગયો. તે આખી રાત તેની પાસેજ બેસી રહ્યો. સવારે પણ રાજા તેની સાથે ચાલી નીકળ્યો. જયાં તે સ્ત્રી જાય, ત્યાં તે પાછળ ભમવા લાગ્યો.

રાજાને તેના કારભારીઓ અને હજુરી માણસો શોધવા નીકળી પડયા. ફરતાં ફરતાં કેટલેક દિવસે રાજાનો પત્તો જંગલની અંદર મળ્યો. રાજાની નઠારી સ્થિતિ જોઇ કારભારીઓ ચિંતામાં પડયા. પેલી સ્ત્રી ત્યાંથી કોઇ ઠેકાણે છુપાઇ ગઈ. રાજાને ઘણું સમજાવવા માંડયું પણ તે રાજા તે સ્ત્રીને વારંવાર યાદ કરવા લાગ્યો. તેવામાં કોઇ જૈન સાધુ ત્યાં આવી ચડયા. તેમણે રાજાને બોધ આપ્યો,

એટલે રાજાને જરા ભાન આવ્યું. મુનિ બોલ્યા–રાજા ! તું ખરે-ખરો જૈન થઈને આ શું કરે છે રાજાએ પુછ્યું ? મહારાજ ! હું શું કરૂંછું અને મને શું થયુંછે ? તે કહો. મુનિ બોલ્યા–રાજા ! તું તારી ઇંદ્રિયોને વશ રાખી શક્યો નહીં, તેનું આ પરિણામ છે. પહેલાં તે બાઈનું ગાયન સાંભળી તું તેની પાસે દોડી ગયો, પછી તેને સુંદર જોઇ, તેમાં આશક થયો, પછી તેં તેની પાસેથી રસ પીધો, અને તે સુગંધી ફુલ સુંઘ્યું. કાન, આંખ, જીભ અને નાક, એ ચાર ઇંદ્રિયોને તું વશ કરી શક્યો નહિ, માટે તારી આ સ્થિતિ થઈ. રાજા તરત સારી રીતે સમજી ગયો, અને પછી તે મુનિની પાસે દીક્ષા લઈને રાજ્ય છોડી ચાલી નીકળ્યો.



## સારબોધ.

ચંદ્રકેતુ રાજાની જેમ માણસે ઇંદ્રિયોને વશ થવું નહિ. ઇંદ્રિયોને વશ થવાથી ચંદ્રકેતુની જેમ નઠારી સ્થિતિમાં આવી જવાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ ઇંદ્રિયોને જીતવી અને ઇંદ્રિયોને ન જીતવી, તેથી શું થાય છે?
૨ ચંદ્રકેતુ રાજા કેવો હતો ?
૩ ચંદ્રકેતુ રાજા કેવી રીતે નઠારી સ્થિતિમાં આવ્યો હતો ?
૪ ચંદ્રકેતુ રાજાને કોણે અને કેવી રીતે બોધ આપ્યો હતો ?



# પાઠ ૧૨ મો.

## સારા ગામમાં વાસ કરવો.

ગૃહસ્થ શ્રાવકે કેવા ગામમાં રહેવું જોઇએ ? તે પહેલાં જાણવાનું છે. જે ગામ કે શહેરમાં લડાઇ, બળવો કે બંડ જાગે તેવું ન હોય, તેમજ જ્યાં દુકાળ, મરકી અને લોકોમાં વિરોધ ન હોય, અને જ્યાં સ્વધર્મી રહેતા હોય, અને દેરાસરજી હોય, તેવા શહેર કે ગામમાં શ્રાવકે નિવાસ કરવો જોઇએ. જો તેવા સ્થળમાં નિવાસ ન કરે તો, શ્રાવકનો ધર્મ સચવાય નહીં અને બધી જાતની નુકશાની થાય છે અને જ્યારે ધર્મ સચવાય નહીં, ત્યારે પછી તેના આલોક અને પરલોક બંને બગડે છે. તે ઉપર નંદની કથા ધડો લેવા લાયક છે.

રાજપર નામના એક ગામમાં નંદ નામે એક શ્રાવક રહેતો હતો. તે નંદ શ્રાવક ધર્મમાં પ્રીતિવાળો અને લીધેલી ટેક તે પાળનારો હતો. એક વખતે તે ગામમાં રાજાની સાથે લોકોને વાંધો પડવાથી લોકોએ મોટો બળવો ઉઠાવ્યો. બળવો શમાવવાને રાજાએ લશ્કરનાં માણસોને લોકોની સામે મોકલ્યાં. રાજાનાં માણસોએ લોકોના માલ કબજે કરી લીધા, અને તેમના ઘરને કડીઓ દેવા માંડી. તે વખતે નંદના ઘર ઉપર પણ ધાડ આવી. નંદ બળવાખોર ન હતો. પણ નઠારાની સાથે બધા નઠારા ગણાય, એ રીતથી રાજાનાં માણસોએ નંદનું ઘર પણ જપ્ત કર્યું. નંદે પોતાના ઘરમાં ઘરદેરાસર કરી મહાવીર સ્વામીની પ્રતિમા પધરાવી હતી, તે પ્રતિમાની પૂજા કર્યા વિના જમવું નહીં, એવી નંદને બાધા હતી. આથી પકડાએલા નંદે ઘણી આજીજી કરી, પણ રાજાનાં માણસો સમજ્યાં

નહીં, અને તેને કેદ કરી પૂરી રાખ્યો. છેવટે રાજાએ એવો ઠરાવ કર્યો કે બળવાખોર માણસોને દરીઆ પાર ઊતારી દેવાં. નંદ તે બધાની સાથે દરિઆપાર ગયો, અને પોતાની બાધાની ટેક રાખી અનશન કરીને ત્યાંજ મરી સ્વર્ગમાં ગયો.



## સારબોધ.

નઠારા ગામમાં રહેવાથી નંદની જેમ દુઃખી થવાય છે; તેથી દરેક ગૃહસ્થ શ્રાવકે તેવા ગામમાં રહેવું નહીં અને નંદના જેવી ધર્મની ટેક રાખવી જોઇએ.

## સારાંશ પ્રશ્નો.



૧ કેવા ગામમાં શ્રાવકે ન રહેવું જોઇએ ?
૨ ધર્મ ન સચવાય તો તેને શી નુકશાની થાય ?
૩ નંદ કેવા ગામમાં રહ્યો હતો ?
૪ આખરે નંદને શું થયું હતું ?



# પાઠ ૧૩ મો.

---

## શ્રાવકનું ઘર.

રાયચંદ—મોહન ! જો આ કેવું મજાનું ઘર છે ?
મોહન—ઘણું સારું ઘર છે.
રાયચંદ—એ ઘર કોનું હશે વારૂ ?
મોહન—એ ઘર કોઇ શ્રાવકનું લાગે છે.
રાયચંદ—આ શ્રાવકનું ઘર છે, એમ તેં શી રીતે જાણ્યું ?

**મોહન**—શ્રાવકના ઘરની બાંધણી કેવી હોવી જોઇએ ?

**રાયચંદ**—ત્યારે તું મને, કહે, તેની તને ખબર છે ? મારે તે જાણવાની ઇચ્છા છે.

**મોહન**—શ્રાવકના ઘરના બારણા ઉપર ગણપતીની મૂર્તિ ન હોય, તેમજ ઘણાં બાર પણ ન હોય. જે જમીનમાં હાડકાં ન હોય, ધ્રો તથા ડાભ ઊગતા હોય, સુગંધદાર માટી હોય, અને મીઠું જળ નીકળે તેમ હોય, તેવી જમીન ઉપર શ્રાવકનું ઘર બંધાય છે, જ્યાં પાડોશ સારો હોય, આસપાસ ગીચ વસ્તી ન હોય, તેમ તદ્દન ખુલ્લું પણ ન હોય, તેવા સ્થળમાં શ્રાવકનું ઘર હોવું જોઇએ.

**રાયચંદ**—ખરેખર હવે મારાથી સમજાયું. આ ઘર તેવુંજ છે. ગૃહસ્થ શ્રાવકને જોઇએ તેવી તેની બાંધણી છે. જો ઘરને જવા આવવાનાં વધારે બારણાં હોય તો વખતે કોઇ ચોર કે લુચ્ચા લોકો પેશી જાયછે. જો નઠારો પાડોશ હોય તો, આપણને વારંવાર હેરાનગતિ ભોગવવી પડેછે. જો હલકી જાતના લોકોની પાસે રહેવાથી આપણા કુટુંબનાં માણસોમાં હલકાઇ દાખલ થાય છે.

**મોહન**—હવે તું બરાબર સમજ્યો. નઠારા પડોશથી કેવો ગેરલાભ થાય છે, તેનો દાખલો એક જાણવા જેવો છે. મનમોહન કરીને એક શ્રાવક નઠારા પાડોશમાં રહેતો હતો. તેને વિઠ્ઠલ કરીને એક છોકરો હતો. મનમોહને પોતાના છોકરાને જૈનશાળામાં દાખલ કર્યો. જૈનશાળામાં એક વર્ષે પરીક્ષા આવી, એટલે તે છોકરો નાપાસ થયો. મનમોહન તેનું કારણ પુછવાને પાઠશાળાના શિક્ષકની પાસે ગયો. શિક્ષકે કહ્યું કે, તમારો છોકરો આખા વર્ષમાં પંદર દિવસ શાળામાં આવ્યો છે. પછી વિઠ્ઠલને બોલાવી તેના બા-

પે પુછયું, ત્યારે તેણે કહ્યું કે, હું હમેશાં શાળામાં આવતો. જયારે તેને ધમકી આપી પુછયું, ત્યારે તે માની ગયો, અને સાચું બોલ્યો કે, હું હમેશાં શાળાનું નામ દઇને રખડવા જતો હતો. તેના બાપે પુછયું કે, કયાં રખડવા જતો હતો ? વિઠ્ઠલે કહ્યું, આપણા પાડોશમાં લવજી કરીને એક મોચીનો છોકરો રહેછે. તેની સાથે આખો દિવસ રખડતો અને રમતો હતો. છેવટે એટલે સુધી માન્યો કે, હું કોઇ કોઇ વાર તેના ઘેર ખાતોપીતો પણ હતો. આ પ્રમાણે પોતાનો છોકરો વટલાયો અને બગડયો, એમ જાણી મનમોહન ત્યાંથી પોતાનું ઘર ફેરવી બીજા પાડોશમાં રહેવા ગયો, જયાં રહેવાથી વિઠ્ઠલ માંડમાંડ સુધર્યો, અને મનમોહનને જ્ઞાતિ તરફની મોટી શિક્ષા ખમવી પડી.



## સારબોધ.

કોઇ પણ શ્રાવકે નઠારા પાડોશમાં રહેવું નહીં જોઇએ. નઠારા પાડોશમાં રહેવાથી વિઠ્ઠલની માફક છોકરા બગડે છે, અને નાતની શિક્ષા ખમવી પડે છે-



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકનું ઘર કેવું જોઇએ ?

૨ શ્રાવકે કેવે ઠેકાણે ઘર બાંધવું જોઇએ ?

૩ શ્રાવકના ઘરની બાંધણી કેવી જોઇએ ?

૪ હલકા પાડોશથી શું થાય છે ?

૫ મનમોહન અને વિઠ્ઠલને શું બન્યું હતું ?



# પાઠ ૧૪ મો.

## પાપની બીક.

દરેક શ્રાવકના છોકરાએ પાપની બીક રાખવી જોઇએ. પાપ બે જાતનાં છે, એક એવાં પાપ છે કે જે પાપનાં ફળ આલોકમાંજ જોઈ શકાય છે, અને બીજાં એવાં પાપ છે કે જે પાપનાં ફળ પરલોકમાં જોઇ શકાય છે. તે બંને જાતનાં પાપથી હમેશાં ડરતા રહેવું. ચોરી, વ્યભિચાર, અને જૂગાર વિગેરે પાપ કરવાથી રાજા શિક્ષા કરે છે. તે દુઃખ આ લોકમાં જોઇ શકીએ છીએ, અને માંસ ખાવું તથા દારૂ પીવો વિગેરે પાપ કરવાથી નરકમાં જવાય છે. તે દુઃખ પરલોકમાં જોઇ શકાય છે. આ બંને જાતનાં પાપ કરવાથી આલોક તથા પરલોકમાં દુઃખી થવાય છે. તે ઉપર એક મધુશર્મા નામના બ્રાહ્મણની વાર્તા છે.

મધુશર્મા નામે એક જુવાન બ્રાહ્મણ હતો. તેને નઠારી સોબત થવાથી તે ઘણો વંઠી ગયો હતો. આ ખબર તેના બાપને પડી, એટલે તેણે દીકરાને સુધારવાને માટે ઘણા ઉપાય કર્યા; પણ આખરે તે બધા નકામા થયા. તેના બાપનું નામ દેવશર્મા હતું. તેણે ભીખ માગી માગીને ઘણું ધન એકઠું કર્યું હતું. તે માંહેથી ઘણું ધન પોતાના પુત્ર મધુશર્માને સુધારવામાં તેણે ખર્ચી નાંખ્યું તે છતાં પણ જ્યારે તે સુધર્યો નહિ, એટલે દેવશર્મા કંટાળી ગયો અને પોતાનો નિર્વાહ ચાલે તેટલું ધન લઇને, પોતાના ઘરમાંથી નીકળી બીજે રહેવા ગયો.

મધુશર્માની પાસે જ્યારે કાંઇ પણ પૈસો રહ્યો નહિ, એટલે તેણે મનમાં વિચાર કર્યો કે, આજ રાત્રે હું બાપને મારી નાંખી,

ઘરમાંથી ધન હરી લાવું, તો પછી મારે પૈસાની છુટ થાય, અને સારી રીતે જુગાર રમવાની મજા પડે. આવું વિચારી તેજ રાત્રે તે જુદા ઘરમાં રહેલા દેવશર્માને મારવા તૈયાર થઇ ચાલ્યો, ત્યાં રસ્તામાં હરિચંદ કરીને એક શ્રાવક મળ્યો. હરિચંદ મધુશર્માનો બાળમિત્ર હતો, પણ મધુશર્માની કુચાલ જોઇને તેણે તેનો સંગ છોડી દીધો હતો. હરિચંદે પુછયું-કેમ મધુ! અત્યારે કયાં જાય છે? મધુશર્માએ કહ્યું, કાંઇ કામે જાઉં છું. તે કામ ઘણું છુપું છે, તને કહી શકાય તેમ નથી. હરિચંદ બોલ્યો-મારે તારૂ કામ જાણવા મરજી નથી, પણ જે જ્ઞાની છે, તે તારા કામને જાણે છે. મારે તો તારા હિતની ખાતર એટલુંજ કહેવાનું છે કે, પાપનો ભય રાખજે. જે માણસ પાપનો ભય રાખે છે, તે સદા સુખી રહે છે. મધુશર્મા બોલ્યો-પાપ શી વસ્તુ છે કે જેનો ભય રાખવો? હરિચંદે જણાવ્યું. પાપ એવી વસ્તુ છે કે, તે છાની રહેતી નથી, અને તેનો બદલો મળ્યા વગર રહેતો નથી. હરિચંદનાં આવાં વચન સાંભળીને મધુશર્માએ વિચાર્યું કે, પાપ છાનું રહેશે નહિ, માટે મારે પાપનો ડર રાખવો. પછી તે પાછો વળ્યો, અને હરિચંદનો ઉપકાર માની સારે માર્ગે ચાલવા લાગ્યો, અને આખરે પોતાના પિતાને પ્રિય થઇ પડયો.



## સારબોધ.

મધુશર્માની જેમ દરેક શ્રાવકે પાપનો ડર રાખી નઠારાં કામમાંથી પાછા ફરવું, અને બીજાનો ઉપદેશ માની સારે માર્ગે ચાલવું.



## સારાંશ પ્રશ્નો.

૧ પાપ કેટલી જાતનાં છે?

૨ બે જાતનાં પાપ વિષે સમજાવો.

૩ શ્રાવકે પાપને માટે શું કરવું જોઇએ ?

૪ મધુશર્મા કેવો હતો, અને તેને માટે (દેવશર્માએ) શું કર્યું હતું ?

૫ મધુશર્માને પાપનો ભય કોના કહેવાથી લાગ્યો હતો ?

૬ આખરે મધુશર્માનું શું થયું ?



## પાઠ ૧૫ મો.

---

### પોતાના ધર્મને હાની ન પહોંચે, તેવો દેશાચાર પાળવો.

ગ્રહસ્થ શ્રાવકે પોતાના દેશમાં ઘણા વખતની રૂઢિથી જે સારો આચાર ચાલ્યો આવતો હોય, તે બરાબર પાળવો. પોતાના દેશમાં ખાવા પીવાની અને પેહેરવા ઓઢવાની જે સારી રીત હોય, તે રીતને ગૃહસ્થ શ્રાવકે કદિ પણ છોડી દેવી ન જોઇએ. જે પોતાના દેશાચારને પાળે નહીં, તેની સાથે દેશના તમામ લોકો વિરોધ કરે છે. કદિ દેશાચારમાં આપણને કોઇ નઠારી રૂઢિ લાગતી હોય, પણ જ્યાં સુધી લોકો તે રૂઢિને છોડી દે નહિ, ત્યાં સુધી આપણે તે રૂઢિને વળગ્યા રહેવું. જો તે રૂઢિ લોકોને ઘણીજ હાનિ કરનારી હોય, તો લોકોને તેની સમજણ પાડી, પછી સર્વની સાથે તે રૂઢિનો ત્યાગ કરવો જોઇએ દેશાચારને છોડી દઇ સ્વતંત્રપણે વર્તવાથી માણસ યશોલાલની જેમ લોકમાં વગોવાય છે, અને ઠેકાણે ઠેકાણે તેનું અપમાન થાય છે.

તિલકપુરમાં યશોલાલ નામે એક જુવાન શ્રાવક હતો. તે વેપારને માટે બહાર ગામ ગયો. કેટલાંએક વર્ષ સુધી બહાર ગામ રહી,

તે પોતાને વતન પાછો આવ્યો. બાહેરના દેશમાં ફરવાથી તેને પોતાના દેશની રૂઢિ પસંદ પડી નહીં. દેશમાં ચાલતી દરેક રૂઢિને તે ધિક્કારવા લાગ્યો. કોઈને ઘેર મરણ કે વિવાહનો પ્રસંગ આવે, તેમાં તે ભાગ લેતો નહીં. તેમજ પોતે વેષ પણ જુદીજ રીતનો પહેરવા લાગ્યો. તેવામાં તેની મા અચાનક મરણ પામી. તે વખતે તેનાં વિરોધી બનેલાં સગાંવહાલાંઓ પણ તેને ઘેર આવ્યાં નહીં. માતાના મુડદાને સ્મશાનમાં શી રીતે લઇ જવું ? તેને માટે યશોલાલને મોટી મુંઝવણ થઇ પડી. તેણે ઘણીવાર સુધી રૂદન કર્યું, અને પછી માતાના મુડદાની આગળ બેસી રહ્યો. તેની સ્ત્રી સમજુ હતી, તેથી તેણીએ યશોલાલને સગાંઓને તેડવા જવાનું કહ્યું, ત્યારે તે ઘેર ઘેર ફરવા નીકળ્યો. દેશાચારની વિરૂદ્ધ વર્તનારા યશોલાલને કોઇએ પણ મોં માંડયું નહીં. તેમ કરતાં ત્રણ દિવસ ચાલ્યા ગયા. છેવટે યશોલાલ બધા લોકોની આગળ રોઇને નમી પડયો, અને દેશાચાર વિરૂદ્ધ નહીં ચાલવાની તેણે સર્વની આગળ પ્રતિજ્ઞા લીધી, ત્યારે લોકો તેની મદદે આવ્યા, અને છ દિવસે ગંધી ઊઠેલા તેની માના મુડદાને સ્મશાનમાં લઈ ગયા. અને બીજી બધી જાતની મદદ કરી.



## સારબોધ.

યશોલાલની જેમ કોઇએ દેશાચાર વિરૂદ્ધ વર્તવું નહીં, દેશાચારની વિરૂદ્ધ વર્તનારો માણસ યશોલાલની જેમ દુઃખી થાયછે.



## સારાંશ પ્રશ્નો.

૧ દેશાચાર એટલે શું ?

૨ કઇ કઇ દેશાચારની રીત છોડવી નહીં ?

૩ દેશાચાર પ્રમાણે નહીં ચાલવાથી શો ગેરલાભછે ?

૪ કોઈ જુની રૂઢિનઠારી હોય તો તેનો કેવી રીતે ત્યાગ કરવો?

૫ યશોલાલ શી રીતે વર્ત્યો હતો ?

૬ યશોલાલ સુધરીને ઠેકાણે કયારે આવ્યો ?



## પાઠ ૧૬ મો.

---

### કોઇની નિંદા કરવી નહીં.

ગૃહસ્થ શ્રાવકે કોઇની નિંદા કરવી ન જોઇએ. ઉંચી જાતના, સાધારણ કે હલકી જાતના કોઇપણ માણસની નિંદા કરવી નહીં. તેમાં પણ ખાસ કરીને રાજા અથવા જેમને ઘણા લોકો માન આપેછે, તેવા મોટા માણસોની તો કદિપણ નિંદા કરવી નહીં. આપણા શાસ્ત્રમાં લખેછે કે, જે માણસ બીજાની નિંદા કરે અને પોતાની બડાઇનાં વખાણ કરે, તે માણસ નીચ ગોત્રનું કર્મ બાંધેછે. એવા કર્મને બાંધનારા માણસો હલકા કુળમાં અવતરે છે. બીજાની નિંદા કરવાથી ચારૂદત્તને મોટી શિક્ષા થઇ હતી. તે વાર્તા જાણવાથી આપણને બીજાની નિંદા કરવાથી કેવાં ફળ મળેછે, તેની ખાત્રી થશે.

ઉજ્જનનગરીમાં ચારૂદત્ત નામે એક શ્રાવક હતો. ચારૂદત્તમાં બીજા ઘણા ગુણ હતા, પણ એક તેનામાં એવો અવગુણ હતો, કે જે તેના બીજા ગુણને ઢાંકી દેતો હતો. તે હમેશાં બીજાની નિંદા અને પોતાનાં વખાણ કર્યા કરતો હતો. ઉજ્જન નગરીમાં મદનપાળ નામે રાજા હતો. તે ઘણો ક્રોધી સ્વભાવનો હતો. તેના ક્રોધી સ્વભાવને લઇને લોકો તેનાથી ત્રાસ પામતા હતા. એક વખતે રાજા મદન-

પાળ છુપી રીતે નગર ચર્ચા જોવાને નીકળી પડયો. પોતાને માટે લોકો કેવું કહેછે ? તે જાણુવાની તેની ઇચ્છા હતી. રાજાના ત્રાસથી લોકો તેનું કાંઇપણ કહી શકતા ન હતા. રાજા ફરતો ફરતો ચારૂદત્તના ઘરની આગળ આવ્યો. બીજાની નિંદા કરવાના સ્વભાવવાળો ચારૂદત્ત પોતાના ઘરમાં બેસી છાની રીતે પોતાની સ્ત્રીની આગળ રાજાની નિંદા આ પ્રમાણે કરતો હતો. "રાજા મદનપાળ નઠારો છે. તેના ક્રોધી સ્વભાવથી લોકો ત્રાસ પામી તેને ગાળો આપેછે." આ બધાં વચન રાજાએ કાનોકાન સાંભળ્યાં. તરત રાજા પોતાના દરબારમાં આવ્યો, અને સવારે તેણે ચારૂદત્તને માણસો મોકલીને પકડાવ્યો. પછી રાજા મદનપાળે ક્રોધથી ચારૂદત્તને મારી નાખ્યો.



## સારબોધ.

બીજાની નિંદા કરવાથી ચારૂદત્તના જેવા હાલ થાય છે, માટે કોઇ શ્રાવકે બીજાની નિંદા ન કરવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ ખાસ કરીને કોની નિંદા કરવી ન જોઇએ ?
૨ આપણા શાસ્ત્રમાં નિંદા કરનારને માટે શું લખે છે ?
૩ ચારૂદત્તનો નઠારો સ્વભાવ કયો હતો ?
૪ મદનપાળે ચારૂદત્તને શા માટે માર્યો ?



# પાઠ ૧૭ મો.

---

## આવક પ્રમાણે ખર્ચ રાખવું.

ગૃહસ્થ શ્રાવકે હમેશાં પોતાની આવક પ્રમાણે ખર્ચ રાખવો

આવકથી વધારે ખર્ચ રાખવો ન જોઇએ. પોતાની આવકમાંથી જે ખર્ચ કરવો હોય, તે ત્રણ પ્રકારે કરવો. પ્રથમ પોતાને ભરણ પોષણ કરવા યોગ્ય જે કુટુંબનાં માણસો હોય, તેના ભરણ પોષણને માટે એક ભાગ ખર્ચવો, એક ભાગ ધર્મ તથા પોતાના ઉપભોગમાં ખર્ચવો, અને એક ભાગ બચાવીને સંગ્રહમાં રાખવો. આવી રીતે ત્રણ ભાગે પોતાની આવકની ગોઠવણ કરવી. તેવી ગોઠવણથી ગૃહ–સંસારમાં ચાલનારો માણુસ સર્વ રીતે સુખી થાય છે. જો તે પ્રમાણે ન વર્તે તો, ગૃહસ્થનો સારો વ્યવહાર ચાલતો નથી, અને તે દુઃખી થાય છે. આવક પ્રમાણે ખર્ચ નહીં રાખનાર માણસ, ઉમેદચંદની જેમ અતિશય દુઃખી થાય છે.

ધર્મપુરમાં ઉમેદચંદ કરીને એક વેપારી હતો. તે હૃદયનો ભોળો અને વ્યવહારમાં ગોટાળો કરનારો હતો. તેની દુકાન સારી ચાલતી, પણ ખર્ચનો નિયમ ન હતો. દરમાસે તેને સો રૂપિઆની આવક હતી, અને દોઢસોનો ખર્ચ થતો હતો. આ પ્રમાણે કેટલોક વખત ગોટાળો ચાલતાં તેની દુકાનમાં મોટો ખાડો પડયો. એક વખતે તેના વિશ્વાસી વાણોતરે આવી જણાવ્યું કે, શેઠ ! હવે દુકાન ચાલે તેમ નથી. કારણ કે, આપણી દુકાનમાં મોટી ખાધ છે. ઉમેદચંદ બોલ્યો–આપણે શેની ખાધ હોય ? દરમાસે સો રૂપિઆની આપણે આવક છે. વાણોતરે કહ્યું, શેઠજી ! તમે સો રૂપિયાની આવક મનમાં લાવીને ઘણું ખર્ચ કરોછો, તેની હદ રહેતી નથી. પચાસ રૂપિઆનું તો તમારા ઘરનું ખાનગી ખર્ચ છે. તેનો તો કાંઇ હિસાબજ નથી. પચવીશ રૂપિઆ નોકરનું ખર્ચ છે, અને પચાસ રૂપિઆ ઘરનું ભાડું ખર્ચ છે, તે શિવાય તમે પરચુરણ ખર્ચ કરોછો, તે તો જુદું. આવી નઠારી રીતથી આપણને દરમાસે મોટો ખાડો પડે છે.

તે સાંભળી શેઠ ઉમેદચંદ ચિંતાતુર થયો. પછી લેણદારોએ તેની તમામ મીલકત કબજે કરી લીધી, અને આખરે સો રૂપિઆની આવકવાળા ઉમેદચંદને ઘેર ઘેર ભીખ માગીને પોતાના કુટુંબનું પોષણ કરવું પડયું.



## સારબોધ.

દરેક ગૃહસ્થ શ્રાવકે પોતાની આવક પ્રમાણે ખર્ચ રાખવો અને ઘરના વેહેવારની ગોઠવણ બરાબર રાખવી. આવક કરતાં વધારે ખર્ચ રાખવાથી ઉમેદચંદની જેમ દુઃખી થવાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ ખર્ચ શા પ્રમાણે રાખવો જોઇએ ?

૨ પોતાની આવકમાંથી કેટલા પ્રકારે ખર્ચ કરવો ?

૩ આવક ઉપરાંત ખર્ચ રાખવાથી શું થાય છે ?

૪ ઉમેદચંદને કેટલી આવક હતી ? અને ખર્ચ કેટલું હતું ?

૫ આખરે ઉમેદચંદને શું થયું હતું ?



# પાઠ ૧૮ મો.

---

## પહેરવેષ.

ગૃહસ્થ શ્રાવકે પોતાની સ્થિતિ પ્રમાણે પહેરવેષ રાખવો જોઇએ. આપણામાં કહેવત છે કે, "શોભતું અને આંપડતું પેહેરવું."

પહેરવેષ રાખવામાં પૈસો, ઉમ્મર, સ્થિતિ અને નિવાસ એ ચાર બાબત જોવાની છે. પહેરવેષ પહેરતાં માણસે વિચારવું કે, "આપણી પાસે કેટલો પૈસો છે, આપણી કેટલી ઉમ્મર છે, આપણે કેવી સ્થિતિમાં છીએ, અને આપણે કયા દેશમાં રહીએ છીએ, આ ચાર બાબતનો વિચાર કરીને માણસે પોતાનો વેષ રાખવો જોઇએ. તેવો વિચાર કર્યા વગર પોતાની મરજી પ્રમાણે પેહેરવેષ રાખે તો લોકો હાંસી કરેછે. અહિં એટલું પણ જોવાનું છે કે, જો આપણે સારી સ્થિતિમાં હોઇએ, અને નઠારો વેષ પહેરીએ, અને નઠારી સ્થિતિમાં ઊંચી જાતનો વેષ પહેરીએ, તો તે પણ અઘટિત છે. માટે જે સ્થિતિમાં હોઇએ, તેના પ્રમાણમાં પહેરવેષ રાખવો જોઇએ. સારી સ્થિતિ છતાં નઠારો વેષ રાખવાથી શું થાય છે, તેને માટે એક અમૃતચંદ્ર નામના શ્રાવકની વાત બોધ લેવા લાયક છે.

મથુરાપુરીમાં અમૃતચંદ્ર નામે એક લોભી શ્રાવક હતો. તે સારી સ્થિતિમાં હતો, તથાપિ લોભને લઇને નઠારો વેષ રાખતો હતો. તેના પેહેરવાનાં લુગડાં ઊપર ઘણી થીગડીઓ રહેતી. અને તે પણ ઘણા મેલાં રહેતાં. તે ધનવાન છતાં રાંકના જેવો દેખાતો હતો. તેને જોઈ લોકો તેની હાંસી કરતા, અને ઘણીવાર અપમાન પણ કરતા હતા. એક વખતે મથુરાના રાજાના દરબારમાં ઘણી દુર્ગંધ છુટતાં રાજાએ એકદમ તેની તપાસ કરવા માંડી. તપાસ કરતાં માલમ પડચું કે, ગંદા પાણીની ખાળમાં કોઇ મોટું પ્રાણી મરી જવાથી તે દુર્ગંધ આવેછે. રાજાએ તે ખાળ સાફ કરાવવા માણસોને આજ્ઞા કરી કે; ગમે તે હલકા માણસને વેઠે પકડી અત્યારે અહિં લાવો. રાજાનાં માણસો તેને માટે છુટયાં, અને કેટલાએક હલકા લોકોને પકડી લાવ્યા. મેલો વેષ રાખનારો અમૃતચંદ્ર પણ તેમની સાથે

પકડાયો. અમૃતચંદ્રે ઘણું કહ્યું, પણ રાજાનાં માણસોએ માન્યું નહીં. દુર્ગંધી ખાળમાં બીજા વેઠીઆનો સાથે અમૃતચંદ્રને પણ ઉતાર્યો. બધાઓએ મળીને તે મરેલ પ્રાણી બાહેર કાઢયું. અને તેને ઉચ-કીને ગામની બાહેર લઇ ચાલ્યા. રસ્તામાં બીજા શ્રાવકોએ મરેલા પ્રાણીને ઉપાડી ચાલતા અમૃતચંદ્રને જોયો, અને તે વાતની તેના દીકરાઓને ખબર કરી. દીકરાઓએ રાજાની આગળ આવી તે વાત જાહેર કરી, એટલે દયાળુ રાજાએ અમૃતચંદ્રને બોલાવ્યો, અને તેને માટે પોતાનાં માણસોને ઠપકો આપ્યો. માણસોએ કહ્યું, સાહેબ ! અમે તેને હલકા વેષ ઉપરથી પકડયો હતો શ્રાવક છે એમ અમે જાણ્યું નહિ. કારણ શ્રાવક હોય તે આવો ગંદો વેષ રાખે નહીં. તે પછી અમૃતચંદ્રને રાજાએ સારો વેષ રાખવા કહ્યું, અને રાજાની વાત કબુલ કરી અમૃતચંદ્ર ઘેર આવ્યો. આખા ગામમાં અમૃતચંદ્રની ઘણી ફજેતી થઇ.



## સારબોધ.

સારી સ્થિતિ છતાં નઠારો પેહેરવેષ રાખવાથી અમૃતચંદ્રના જેવી સ્થિતિ થઇ પડેછે.



## સારાંશ પ્રશ્નો.

૧ ગ્રહસ્થ શ્રાવકે શા પ્રમાણે પેહેરવેષ રાખવો જોઇએ ?
૨ પેહેરવેષ રાખવામાં કેટલી બાબત જોવાની છે ?
૩ પેહેરવેશ પેહેરતાં માણસે શું વિચારવું જોઇએ ?
૪ મરજી પ્રમાણે પેહેરવેષ રાખવાથી શું થાય ?
૫ મથુરાપુરીનો અમૃતચંદ્ર કેવો વેષ રાખતો ?
૬ અમૃતચંદ્રને માથે શું થયું હતું ?



# પાઠ ૧૯ મો.

## ગૃહસ્થ શ્રાવકના સામાન્ય ધર્મ વિષે કવિતા.

### સવૈયા એકત્રીશા.

ન્યાયથકી ધન આપ કમાયે, કુળ શીલમાં સરખા [1]સાથ,
વિવાહ કરવા [2]અન્ય ગોત્રમાં, ધરતા ધર્મ વિચારી બાથ;
નિત્ય વખાણે સદાચારને, [3]અંતરના છ શત્રુ હણાય,
તેજ ગૃહસ્થ ખરો શ્રાવક સુત, વીરધર્મને યોગ્ય ગણાય. ૧

ઈંદ્રિયનો જય કરવા તત્પર, વિઘ્ન ભરેલાં છોડે સ્થાન,
ઘર બાંધી રહે સુંદર સારાં, પડોશમાં [4]સગવડનું માન;
પાપથકી જે ડરતા રહે છે, રીતે દેશાચાર પળાય,
તેજ ગ્રહસ્થ ખરો શ્રાવક સુત, વીરધર્મને યોગ્ય ગણાય. ૨

નહિ પરનિંદા કદી કરે સુખ, રાજ [5]પ્રમુખની તેમાં ખાસ
ખર્ચ કરે આવક પ્રમાણે, રાખી નિત્યે ખરી તપાસ;
વેષ ધરે ન વૈભવ પ્રમાણે, આછકલાઇ ધરે જરાય,
તેજ ગ્રહસ્થ ખરો શ્રાવક સુત, વીરધર્મને યોગ્ય ગણાય. ૩



---

૧ કુળ તથા શીલમાં જે સરખા હોય તેની સાથે. ૨ બીજા ગોત્રમાં ૩ કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ એ છ શત્રુ અંદરના ગણાય છે. ૪ બધી જાતની સગવડના માપ પ્રમાણે. ૫ રાજા વિગેરેની તો ખાસ કરીને નિંદા ન કરવી.

# પાઠ ૨૦ મો.

## માબાપની સેવા.

શ્રાવકે પોતાનાં ઉપકારી માબાપની સેવા કરવી જોઇએ. ત્રણે કાળ માબાપને પગે લાગવું, બધા વહેવારનાં કામમાં માબાપની આજ્ઞા લેવી, સુગંધ, ફુલ, ફળ અને બીજી ખાવાની વસ્તુઓ માબાપની આગળ ધરવી. કદિપણ તેમની આજ્ઞા અને યોગ્યતાને ઓળંગવાં નહીં. એ માબાપની સેવા અથવા પૂજા કહેવાય છે. માબાપને માટે જૈન શાસ્ત્રમાં લખ્યું છે કે, સોનાના સિંહાસન ઉપર બેસાડીને દરરોજ પૂજા સેવા કરે, તોપણ માબાપના ઉપકારનો બદલો વાળી શકાતો નથી. તેમજ અન્ય ધર્મનાં શાસ્ત્રોમાં પણ લખેલું છે કે, દશ ઉપાધ્યાય જેવા એક આચાર્ય ગણાય છે. સો આચાર્ય જેવા એક પિતા ગણાય છે, અને સો પિતા જેવી એક માતા ગણાય છે. તેથી હમેશાં માબાપને વધારે માન આપવું, અને તેમનું કહ્યું માનવું. માબાપનું કહ્યું નહિ માનનાર ગોવિંદ ઘણો દુઃખી થયો હતો.

રાજપર નામના એક ગામમાં જયચંદ કરીને એક શ્રાવક રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પ્રેમા અને દીકરાનું નામ ગોવિંદ હતું. ગોવિંદ તેમને એકનો એક દીકરો હતો, તેથી તે લાડમાં ઉછર્યો હતો. ગોવિંદ જ્યારે ઉમ્મર લાયક થયો, ત્યારે તેનાં માબાપ વૃદ્ધ ઉમ્મરનાં થયાં. ઘડપણને લઇને જયચંદ અને પ્રેમા અશક્ત થઇ ગયાં. ઉઠતાં બેસતાં તેમને ઘણી મેહેનત પડવા લાગી. માબાપ કાંઇપણ કામ બતાવે, ત્યારે ગોવિંદ ના કહેતો, અને સામું બોલતો હતો. કેટલીકવાર તો તે બિચારાં કરગરીને કહેતાં, તોપણ કુપુત્ર

ગોવિંદ તેની દરકાર કરતો નહીં. પ્રેમા માંડ માંડ પગ ઘસરડી ઘરનાં કામ કરતી, પણ નિર્દય ગોવિંદને તેની જરાપણ દયા આ- વતી નહતી.

ગોવિંદ ઉછાંછળો, તોરી અને લ્હેરી હતો. કોઇ પણ મોટા અકસ્માત્ બને તેમાં તે પતંગીયાની જેમ ઝંપલાતો હતો. તેનામાં હીંમત વધારે હતી. એક વખતે રાત્રે જયચંદની પાડોશમાં મારા મારીનો મોટો કજીઓ થયો. લોકો લાકડીઓ, તથા હથીઆરો લઇ તેમાં સામેલ થયા. આ વખતે ગોવિંદ તેમાં જવાને તૈયાર થયો. ગોવિંદને ત્યાં જતો જોઇ તેનાં વૃદ્ધ માબાપે કહ્યું, બેટા ગોવિંદ ! તું ત્યાં જઇશ નહિ. વખતે મારામારીમાં તને નુકશાન થશે, તોપણ ગોવિંદે માન્યું નહિ. પ્રેમાળ માબાપને કરગરતાં મૂકી ગોવિંદ તે લડાઇમાં સામેલ થયો. ગોવિંદ જો કે માબાપની સેવા કરતો ન હતો, તોપણ સ્વાભાવિક રીતે સ્નેહ ધરનારાં જયચંદ અને પ્રેમાનો પુત્ર ત્યાં ગયો, તેથી તેની ચિંતામાં ઉંઘ આવી નહિ સવાર પડી ત્યાં ખબર સાંભળ્યા કે, ગોવિંદ ઘાયલ થયો છે, અને માબાપને મળવા માગે છે. તેનાં વૃદ્ધ માબાપ ઘણી મુશીબતે ત્યાં આવી પહોંચ્યાં, અને પુત્રની આવી સ્થિતિ જોઇ રોવા લાગ્યાં. તે વખતે પસ્તાવામાં પડેલા ગોવિંદે કહ્યું, માતા ! પિતા ! તમે અફસોસ કરશો નહિ. તમારી આજ્ઞા નહિ માનવાથી મારી આ દશા થઇ છે. જે ઉછાંછળા દીકરાઓ માબાપનું કહ્યું માનશે નહિ, તે મારી જેમ દુઃખી થઇ મરી જશે. આટલું કહી ગોવિંદે પોતાનો પ્રાણ છોડી દીધો.



### સારબોધ.

દરેક શ્રાવકે માબાપની સેવા કરવી જોઇએ, અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. માબાપની આજ્ઞા પ્રમાણે નહિ વર્તવાથી ગોવિંદની માફક દુઃખી થઇ મરી જવાય છે.



### સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકે માબાપને શું કરવું જોઇએ ?
૨ માબાપની આગળ શું ધરવું ?
૩ જૈન શાસ્ત્રમાં માબાપની સેવા માટે શું લખ્યું છે ?
૪ બીજાં શાસ્ત્રોમાં માબાપને માટે શું લખે છે ?
૫ ગોવિંદ કેવો છોકરો હતો ? અને તેનાં માબાપ કોણ હતાં ?
૬ ગોવિંદ શું કરવાથી મરી ગયો હતો ?
૭ ગોવિંદે મરવા વખતે શું કહ્યું હતું ?



## પાઠ ૨૧ મો.

---

### કદર જાણવી.

શ્રાવકમાં કદર જાણવાનો ગુણ હોવો જોઇએ. કોઇએ કરેલા ઉપકારનો બદલો આપવો, એ મોટામાં મોટો ગુણ છે. બીજાએ કરેલા ઉપકારને ઉત્તમ પુરૂષો જ્યાંસુધી તેનો બદલો ન આપી શકે, ત્યાંસુધી પોતાના માથા ઉપર તે એક મોટો બોજો ગણે છે. આ ઉપર નાળીયેરના ઝાડનો દાખલો અપાય છે. નાળીયેરના ઝાડને જે માણસ પાણી પાઈ ઉછેરે છે, તે પાણી પાનાર માણસને નાળી-

યેરી પોતાના જીવિત સુધી માથાપર મોટાં ફળનો ભાર ઉપાડી લઈ તેને અમૃત જેવું જળ આપે છે. સારા માણસોએ એ નાળીયેરનો દાખલો લઇને બીજાએ કરેલા ઉપકારને ભુલી જવા ન જોઇએ. કરેલા ઉપકારનો બદલો આપનાર શુભદાસ નામના શ્રાવકનો દાખલો ઘણો બોધદાયક છે.

ચંદ્રપુરમાં **શુભદાસ** નામે એક શ્રાવક રહેતો હતો. તે ઘણો ધર્મી અને પવિત્ર મનનો હતો. કોઈપણ કામનો બદલો આપવો, એ તેનો મુખ્ય સ્વભાવ હતો. કોઇએ સાધારણ કે ભારે કામ કર્યું હોય ત્યારથી તેના મનમાં તેનો બદલો વાળવાની ચિંતા થતી હતી. એક વખતે શુભદાસ દેરામાં પૂજા કરવા ગયો. પૂજા કરતાં તેણે પ્રભુની આગળ દીવો કર્યો. તે વખતે ધનદાસ નામે કોઈ બીજો શ્રાવક પણ જિન પૂજા કરવાને આવ્યો હતો. દીવાની વાટ શુભદાસના ઓઢેલા વસ્ત્રને અડી ગઇ, તેમાંથી મોટો ભડકો થયો. તે વખતે ધનદાસ હીંમત કરી આગળ આવ્યો, અને તેણે પોતાના હાથવડે શુભદાસના વસ્ત્રનો ભડકો બુઝાવી દીધો, ધનદાસના હાથ એવા દાઝી ગયા કે, તે એક માસે રૂઝાઇને સાજા થયા હતા. ધનદાસ જો આવી પહોંચ્યો નહોત તો શુભદાસ અગ્નિથી દાઝી મરી જાત. શુભદાસે ધનદાસનો મોટો ઉપકાર માન્યો, અને તે ઉપકારનો બદલો આપવાના સારા અવસરની રાહ જોઇને રહેવા લાગ્યો. ધનદાસ શુભદાસના ઘરની નજીક રહેતો હતો. તેની સ્થિતિ નબળી હતી. શુભદાસ પણ સાધારણ સ્થિતિનો હતો, એક વખતે રાત્રે ઘણો વર્ષાદ પડવા લાગ્યો. પવનના ઝપાટાથી ઘણા લોકોનાં ઘરો પડતાં હતાં, આ વખતે ધનદાસનું ઝુંપડા જેવું ઘર પણ પડવાની તૈયારીમાં હતું. શુભદાસે તે વખતે વિચાર કર્યો કે, આવા ભયંકર વર્ષાદમાં મારા ઉપકારી

ધનદાસની શી સ્થિતિ હશે ? ચાલ તેની તપાસ કરૂં. આવું વિચારી તે ધનદાસને ઘેર આવ્યો. અંધારૂં ઘોર હતું. ધનદાસનુંઘર પડવાની તૈયારીમાં હતું. મજબુત બાંધાનો શુભદાસ આવી ધનદાસના છાપરાના લાકડાને ટેકો આપી ઉભો રહ્યો. વર્ષાદ એક પહોર સુધી ધોધ બંધ પડયો. સવારે ધનદાસે બીજી તરફ નમી પડેલું ઘર જોયું, અને જયાં પોતે બેઠો હતો, તે છાપરાને ટેકો આપી ઉભેલો શુભદાસ પણ તેના જોવામાં આવ્યો. શુભદાસે ટેકો આપ્યો નહોત તો, ધનદાસ દટાઇને મરી જાત. પોતાના ઉપકારનો બદલો આ પ્રમાણે વાળેલો જોઇ ધનદાસ ઘણો ખુશી થયો, અને શુભદાસના એ ગુણની ઘણી પ્રશંસા કરવા લાગ્યો.



## સારબોધ.

દરેક શ્રાવકે શુભદાસની જેમ કદર જાણવાનો મોટો ગુણ રાખવો જોઇએ. કરેલા કામનો બદલો આપવો, એ મોટામાં મોટો ગુણ છે.



## સારાંશ પ્રશ્નો.

૧ મોટા લોકો બદલો ન વાળે ત્યાં સુધી કેવું માને છે ?

૨ નાળીએરનો દાખલો આપી સમજાવો.

૩ શુભદાસ અને ધનદાસનુ દૃષ્ટાંત શું છે ?

૪ ધનદાસે શુભદાસનો શો ઉપકાર કર્યો હતો ?

૫ શુભદાસે તેનો કેવી રીતે બદલો આપ્યો હતો ?



# પાઠ ૨૨ મો.

---

## અજીર્ણ હોય તો જમવું નહિ.

જેમ શ્રાવકને કેટલાએક ગુણ, ધર્મ તથા વ્યવહારને લગતા રાખવાના છે, તેમ તેણે પોતાના શરીરની આરોગ્યતાને માટે પણ કેટલાક ગુણ રાખવાના છે. અગાઉ જમેલો ખોરાક બરાબર પચ્યો ને હોય, ત્યારે જમવું ન જોઇએ. અપચાથી અજીર્ણ રહે છે. અને તેમ છતાં જો જમવામાં આવે તો, શરીરમાં અનેક જાતના રોગ પેદા થાય છે. અજીર્ણ રહ્યાની નીચેની નિશાનીઓ છે. ૧ ઝાડામાં કોહી ગયેલી છાસના જેવી વાસ આવે છે, ૨ ઝાડો હમેશના કરતાં જુદો આવે છે, ૩ શરીર ભારે રહ્યા કરે છે, ૪ રૂચિ થતી નથી, ૫ ખરાબ ઓડકાર આવ્યા કરે છે. તે સિવાય અજીર્ણથી મુર્છા, બકવાદ, ઉલટી, મોળ અને બેચેની થાય છે. કોઇ કોઈ વાર સનેપાત થઇ મરણ પણ થઇ જાય છે. તેથી ગૃહસ્થ શ્રાવકે અજીર્ણમાં કદી પણ જમવું નહિ. અજીર્ણમાં ભોજન કરવાથી હરિહર નામના એક બ્રાહ્મણના જેવા ખરાબ હાલ થાય છે.

વર્દ્ધમાન નગરમાં હરિહર નામે એક બ્રાહ્મણ હતો. તેને ખાવા ઉપર ઘણી પ્રીતિ હતી, જો કોઈ ઠેકાણે મીઠો પદાર્થ ખાવાનો મળે તો, તે હજાર કામ મુકીને જમવા જતો હતો. વર્દ્ધમાન નગરના લોકો તેને પ્રેતશંકરના નામથી બોલાવતા હતા. હરિહરના બાપનું નામ લીલાધર હતું. લીલાધર બ્રાહ્મણ જાતિના સ્વભાવને લઇને જમવાનો શોખી હતો, પણ તે શરીરની આરોગ્યતા કેમ રહે, તે સમજતો હતો. હરિહરની ભુખાળ વૃત્તિ જોઇ તેને તે ઘણીવાર ઠપ-

કો આપતો હતો. એક વખતે હરિહર પોતાના બ્રાહ્મણ યજમાનને ઘેર જમવા જતો હતો. તેનો બાપ લીલાધર તેની સાથે હાતે, રસ્તામાં હરિહરને એકાએક ઊલટી થઇ આવી, અને તેના માથામાં ચક્રી આવી. લીલાધર તેને પોતાને ઘેર પાછો લઇ ગયો અને તેને ઘરમાં સુવાડી પોતે એકલો યજમાનને ઘેર જમવા ગયો. થોડી વાર થયા પછી હરિહર ઘરમાં પથારીમાંથી સાવધાન થઇ બેઠો થયો અને પોતાના બાપને બોલાવા લાગ્યો. તે વખતે હરિહરની મા ઘરમાં હતી, તે આવી અને કહેવા લાગી કે, દીકરા ! સુઇજા. તારા બાપ હમણાં આવશે. હરિહરને જમવાની વાત યાદ આવી. અને તે બોલ્યો, બા ! મારા બાપા જમવા ગયા છે, અને મારે પણ ત્યાં જવું છે. તેની માએ કહ્યું, ભાઇ ! તારી તબીયત ઠીક નથી, તને અજીર્ણ થયું છે, માટે જમવા જવાય નહીં. હરિહરે પોતાની માનું વચન માન્યું નહીં, અને ઉઠીને જમવા ચાલ્યો ગયો. લીલાધરે પણ ઘણું વાર્યો, તથાપિ કોઇનું માન્યા વગર તે જમવા બેઠો, અને ઘેર આવી તેજ રાત્રે તેને તાવ તથા સનેપાત થઇ આવ્યો, જેથી તે સવારે મરી ગયો.



## સારબોધ.

અજીર્ણ ઊપર જમવાથી હરિહરના જેવા હાલ થાય છે, માટે કોઇ શ્રાવકે અજીર્ણ ઊપર ભોજન કરવું નહીં.



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકે શરીરની આરોગ્યતાને માટે કયા ગુણ રાખવાના છે ?

૨ શરીરમાં અનેક જાતના રોગ ક્યારે થાય છે ?

૩ અજીર્ણ રહેવાની શું નિશાની છે, અને તે કેટલી છે ? તે કહો.
૪ હરિહર બ્રાહ્મણને શું થયું હતું ?
૫ હરિહરનું મોત શાથી થયું હતું ?



## પાઠ ૨૩ મો.

---

### વખતસર જમવું.

ગ્રહસ્થ શ્રાવકે હમેશાં જમવાનો નિયમ રાખવો. જે વખતે બરાબર ભુખ લાગે તેજ વખતે હમેશાં જમવું. જે ખાવાના પદાર્થો પોતાની તબીયતને માફક આવતા હોય, તેવાજ પદાર્થો જમવા. તે પણ પોતાની રૂચિ પ્રમાણે જમવા. રૂચિ ઉપરાંત વધારે જમવું નહીં. તેમજ પોતાનાથી જેટલું પચાવી શકાય, તેટલુંજ જમવું. રૂચિ ઉપરાંત વધારે જમવાથી ઉલટી અને ઝાડો થઇ જાય છે, અને વખતે મરણ પણ થાય છે. વખતસર નહીં જમવાથી અને રૂચિ ઉપરાંત જમવાથી માધવના જેવી બુરી દશા થાય છે.

રવિપુરમાં **માધવ** નામે એક ખાઉકણ છોકરો હતો. તેને બાળપણથીજ જે તે ખાવાની નઠારી ટેવ પડી હતી. આખો દિવસ ખાવામાંજ તેનું મન રહેતું હતું. ઘડીએ ઘડીએ ખાવાનું માગ્યા કરતો હતો. તે મોટી ઉમ્મરનો થયો, તોપણ એ નઠારી ટેવ તેનામાંથી ગઇ નહીં. પછી તે માધવ એક દુકાનનો શેઠ થયો. કેટલાએક વાણોતરો તેના તાબામાં આવ્યા. આવી મોટાઇ છતાં તે ખાઉકણ રહ્યો હતો. સવારથી સાંજ સુધીમાં તે વખત બેવખત ખાણું લેતા,

અને રૂચી ઉપરાંત ભોજન કરતો હતો. એક વખતે માધવ વેપારના કામમાં પડેલો, તેથી તેણે જે તે ખાઇને આખો દિવસ કાઢયો, તેણે તે દિવસે નિયમસર ખાણું લીધુંજ નહીં. પોતાની તબીયતને માફક ન આવે તેવા પદાર્થો ખાવાથી તેના પેટમાં ભાર રહ્યો, અને તેમાંથી તેને ઝાડાનો ભારે રોગ થઇ પડયો. આખરે તેજ રોગમાં તે પોતાનો પ્રાણ ખોઇ બેઠો.



## સારબોધ.

દરેક ગ્રહસ્થ શ્રાવકે વખતસર અને રૂચી પ્રમાણે ખાણું લેવું જોઇએ. તેમ નહિ કરવાથી માધવની જેમ મરવું પડે છે. દરેક છોકરાએ બાળપણથી ખાઉકણુપણાનો નઠારો સ્વભાવ ન રાખવો જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ ગૃહસ્થ શ્રાવકે જમવાને માટે શું કરવું જોઇએ ?

૨ કયારે અને કેવા પદાર્થો જમવા ?

૩ કેટલું અને કયાં સુધી જમવું જોઈએ ?

૪ રૂચિ ઉપરાંત જમવાથી શું થાયછે ?

૫ માધવ કોણ હતો, અને તે કેવો હતો ?

૬ માધવને નઠારી ટેવ શું હતી, અને તે કયાં સુધી રહી હતી ?

૭ માધવનું મરણ શાથી થયું હતું ?



# પાઠ ૨૪ મો.

## વૃદ્ધની સેવા.

ગૃહસ્થ શ્રાવકે હમેશાં વૃદ્ધ માણસોની સેવા કરવી. વૃદ્ધ માણસોને જોઇને બેઠા થવું, તથા તેમની સામે જઇને વિનયથી નમન કરવું, અને તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું, એ તેમની સેવા કહેવાય છે. તેવા વૃદ્ધ માણસની સેવા કરવાથી સારો ઉપદેશ મળે છે, અને તેમનાં દર્શનથી પુણ્ય થાયછે. જે આપણાથી જ્ઞાનમાં ચડીઆતા હોય, જે આપણાથી ધર્મમાં ચડીઆતા હોય અને જે આપણાથી ઉમ્મરમાં મોટેરા હોય, તે વૃદ્ધ ગણાય છે. વૃદ્ધોની સેવા કરવાથી કેટલો લાભ થાય છે, તેનો દાખલામાં લઘુચંદની વાર્ત્તા જાણવા જેવી છે.

પાદલિપ્ત નગરમાં ધર્મદાસ નામે એક શ્રાવક હતો. તેનામાં તેના નામ પ્રમાણે ગુણ હતા. પોતે ધર્મી હતો, અને પોતાના કુટુંબમાં બધા ધર્મી થાય, એવું તે ઇચ્છતો હતો. હમેશાં અમુક વખત સુધી તે પોતાના કુટુંબનાં માણસોને ધર્મનો બોધ આપતો અને બધાંને ધર્મમાં પ્રવર્તાવતો હતો. તેને ત્રણ દીકરા અને બે દીકરીઓ થઇ હતી. ત્રણ દીકરાઓમાં લઘુચંદ નામે એક સૌથી નાનો દીકરો હતો. લઘુચંદ બાળપણથીજ જડ અને ગાંડા જેવો હતો. ધર્મદાસે પોતાના બધા કુટુંબને ધર્મી બનાવ્યું પણ લઘુચંદ તેવોને તેવોજ રહ્યો. લઘુચંદ સોળ વર્ષનો થયો, તોપણ તેને નવકાર મંત્ર આવડતો નહોતો. આથી ધર્મદાસને ઘણી ચીંતા થવા લાગી. પોતાના ધર્મી કુટુંબમાં લઘુચંદ જડ રહ્યો, તેને માટે તેણે અનેક ઉપાયો શોધવા માંડ્યા, પણ કોઇ ઉપાય સુજ્યો નહીં. એક વખત તે

કોઇ પંડિત ત્યાં આવી ચડયા. તેની આગળ ધર્મદાસે લઘુચંદની વાત જણાવી, એટલે પંડિતે તેને સલાહ આપી કે, તારા પુત્રને વૃદ્ધની સેવામાં રાખ, તો તે જલદી સુધરશે. પંડીતના કહેવાથી ધર્મદાસે લઘુચંદને વૃદ્ધોની સેવામાં રાખ્યો. થોડા વખતમાં વૃદ્ધની સેવાના પ્રભાવથી લઘુચંદ સુધરી ગયો. તેનામાં ધર્મ, આચાર, નીતિ, વિનય અને વિવેક વિગેરે કેટલાએક ઉત્તમ ગુણો આવી ગયા, તેની જડતા નાશ પામી, અને સારી બુદ્ધિ પ્રગટ થઇ આવી.



## સારબોધ.

દરેક ગ્રહસ્થ શ્રાવકે વૃદ્ધ માણસની સેવા કરવી. વૃદ્ધની સેવાથી લઘુચંદના જેવો જડ માણસ પણ સારી બુદ્ધિવાળો થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ વૃદ્ધ કોને કહેવાય ?
૨ વૃદ્ધ માણસોની સેવા કેવી રીતે થાય ?
૩ વૃદ્ધની સેવાથી શો શો લાભ મળે ?
૪ ધર્મદાસ કોણ હતો, અને તે કેવા વિચારનો હતો ?
૫ ધર્મદાસે લઘુચંદને શી રીતે સુધાર્યો ?
૬ આખરે લઘુચંદ કેવો થયો ?



# પાઠ ૨૫ મો.

---

## નિંદવા યોગ્ય કામ કરવાં નહિ.

ગ્રહસ્થ શ્રાવકે કદિ પણ નિંદવા યોગ્ય કામ કરવાં નહિ. જે

કામ આલોક અને પરલોકમાં અનાદર કરવા ચોગ્ય હોય, તે નિંદવા ચોગ્ય કહેવાય છે. દારૂ પીવો, માંસ ખાવું અને પરસ્ત્રી સેવવી એ બધાં નિંદવા ચોગ્ય કામ છે. અથવા જે કામ કરવાથી લોકમાં નિંદા થાય, તે બધાં નિંદવા લાયક કામ છે. એવાં નઠારાં કામમાં શ્રાવકે પોતાના મન, વચન અને કાયાને જોડવાં નહીં. કુલીનપણું સારા કામથીજ જણાય છે. કદિ હલકી જાતિમાં થયેલ હોય, પણ જો તેનાં કામ સારાં હોય તો તે ઊંચો ગણાય છે અને સારી જાતિમાં થયેલ હોય પણ જો તેનાં કામ નઠારાં હોય તો તે હલકો ગણાય છે. સારા કુળનો અને સારી રીતે આબરૂ પામેલો માણુસ નિંદવા લાયક કામ કરવાથી કેવો અનાદર પામે છે, તે ઊપર ચપલચંદ શેઠની વાર્તા જાણવા જેવી છે.

તિલકપુરમાં ચપલચંદ નામે એક શેઠીઓ હતો. તે પોતાના બાપદાદાથીજ સંઘમાં સારી આબરૂ પામેલો હતો. લોકો તેના કુળની તરફ જોઇને તેને સારૂં માન આપતા હતા. તેની સ્થિતિ સારી હતી. તેના ઘરનો નિર્વાહ એક સારા ગૃહસ્થની માફક ચાલતો હતો. આટલું છતાં પણ તેનામાં કેટલાએક દુર્ગુણો છુપી રીતે રહેલા હતા. પૈસાનો તે લોભી હતો અને હમેશાં વધારે પૈસાદાર થવાની ધારણા રાખતો હતો. ગમે તેવું ખરાબ કામ હોય, પણ જો તેમાંથી પૈસાનો લાભ થતો હોય, તો તે કામ કરવાને આગળ પડતો હતો. પણ કેટલીકવાર પોતાની જુની આબરૂને લઇને તેવું કામ કરતાં તે ડર ખાતો હતો. એક વખતે એવું બન્યું કે, પિંગલા નામની કોઈ વેશ્યા તે ગામમાં રહેતી હતી. કેશવ નામનો એક શાહુકારનો દીકરો ઘરમાંથી મોટી ચોરી કરીને તે વેશ્યાના ઘરમાં છુપી રીતે રહ્યો હતો. કેશવના બાપે શક ઉપરથી તે પિંગલાના ઘરની જડતી લેવા

વિચાર કર્યો. આ ખબર અગાઉથી પીંગલાના જાણુવામાં આવી એટલે તેજ રાત્રે કેશવને લઇ પીંગલા બીજે ઠેકાણે છુપાવા નીકળી. દૈવયોગે ચપળચંદના ઘર આગળ પસાર થઈ એટલે ચપળચંદે તેને પુછ્યું કે, તું કોણુ છે અને કયાં જાય છે ? પિંગલાએ કહ્યું કે, આ માણુસને જે આજની રાત છુપી રીતે રાખે તેને પાંચસો રૂપીઆ આપવાના છે. ચપળચંદ તે વાત સાંભળી લલચાયો અને કેશવને પોતાના ઘરમાં રાખ્યો. પછી પીંગલા પોતાના ઘરમાં ચાલી ગઇ. પોલીસના માણુસોએ પિંગલાના ઘરમાં જઇને તપાસ કરી અને ઘણી ધમકી આપી. છેવટે પિંગલા ડરથી સાચી વાત માની ગઇ અને તેણીએ ચપળચંદ શેઠનું ઘર બતાવ્યું. પોલીસના માણુસો પિંગલાને લઇને ચપળચંદ શેઠને ઘેર આવ્યા અને તપાસ કરી ત્યાંથી કેશવને પકડયો. પછી પોલીસે ચપળચંદના કુટુંબના માણુસોને બાહેર કાઢી તેના ઘરને જપ્ત કર્યું અને ચપળચંદને બાંધીને રાજાની પાસે લઇ ગયા. આ નિંદવા લાયક કામ કરવાથી ચપળચંદની મોટી ફજેતી થઇ. રાજાએ તેની જુની આબરૂને લઇ ઓછી શિક્ષા કરી પણુ કેશવે જેટલું ધન ચોર્યું હતું તે બધું ચપળચંદ આગળથી વસુલ કરાવ્યું. ચપળચંદે પૈસો અને આબરૂ બંને ગુમાવી અને ત્યારથી નાતમાં તે ઘણોજ હલકો પડયો.



## સારબોધ.

નિંદવાયોગ્ય કામ કરવાથી ચપળચંદ જેવો આબરૂદાર ગૃહસ્થ પણુ હલકો પડી ગયો હતો, તેથી કોઇપણુ શ્રાવકે નિંદવા લાયક કામ કરવું ન જોઇએ.



### સારાંશ પ્રશ્નો.

૧ નિંદવા યોગ્ય કામ કયું કહેવાય ?

૨ મુખ્ય નિંદવા યોગ્ય કામ કયાં ? તે કહો

૩ ઊંચ અને હલકો કેવી રીતે કહેવાય ?

૪ ચપળચંદ કેવો શેઠ હતો ?

૫ તેણે નિંદવા યોગ્ય કામ શું કર્યું હતું ?

૬ નિંદવા યોગ્ય કામ કરવાથી તેને શું થયું હતું ?



## પાઠ ૨૬ મો.

### ભરણ પોષણ.

ઘર માંડીને બેઠેલા શ્રાવક ગ્રહસ્થે નીતિથી પૈસો કમાઇને પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવું જોઇએ. ભરણ પોષણ કરવાને અવશ્ય કરીને ત્રણને લાયક ગણેલા છે. મા બાપ અને નાનાં છોકરાં. જો પોતાની સારી સ્થિતિ હોય તો પોતાના સગાવહાલાં, આશ્રિત અને નોકરો પણ ભરણ પોષણ કરવાને યોગ્ય ગણેલાં છે. નીતિશાસ્ત્રમાં તેને માટે એટલે સુધી લખેલું છે કે, સારી સ્થિતિવાળા ગૃહસ્થે પોતાના કુટુંબ ઉપરાંત દરિદ્રી મિત્ર, સંતાન વગરની બેન, પોતાની જાતીના વૃદ્ધો અને નઠારી સ્થિતિમાં આવી પડેલ કુલીન માણસ એટલાનું ભરણ પોષણ અવશ્ય કરવું જોઇએ. દયાળુ અને પરોપકારી શ્રાવક ભરણ પોષણ કરવાને લાયક એવા બધા માણસોનું ભરણ પોષણ કરે છે અને તેમ કરવાથી કુલીનચંદ્રના જેવી સતકીર્ત્તિ મેળવે છે.

શાંતીપુર નગરમાં કુલીનચંદ નામે એક શ્રાવક રહેતો હતો. તેની સ્થિતિ સાધારણ હતી, પણ પોતાની પવિત્ર ફરજને તે સારી રીતે સમજતો હતો. તેને કમળા કરીને એક સ્ત્રી હતી. તે સ્વભાવે સારી હતી, પણ તેણીનામાં લોભ કરવાનો સ્વભાવ હતો. કુલીનચંદને દર વર્ષે પાંચસો રૂપીઆની આવક હતી. આવકના પ્રમાણમાં તે પોતાના કુટુંબનું ખર્ચ રાખતો હતો. કોઇપણ દુઃખી માણસ તેની પાસે આવતો તેને તે યોગ્ય આશ્રય આપતો અને પોતાના રસોડામાં જમાડતો હતો. તેને ચાર દીકરા અને ત્રણ દીકરીઓ હતી. તે શિવાય બીજા ભાણેજ ભત્રીજા પણ તેને ઘેર રહેતા હતા. કોઇપણ સાધર્મી ભાઇ કે સગાં વહાલાં દુઃખી થતાં હોય, તેને તે પોતાને ઘેર લાવીને રાખતો હતો. એક વખતે તે દેશમાં મોટો દુકાળ પડયો, ઘણાં સગાં વહાલાં કુલીનચંદનો આશ્રય લેવા આવ્યાં. તેમને તે બનતી રીતે આશ્રય પણ આપતો હતો. આથી પોતાની આવકમાંથી તેનો નભાવ માંડમાંડ થવા લાગ્યો. એક વખતે તેની સ્ત્રી કમળાએ એકાંતમાં કુલીનચંદને કહ્યું, સ્વામી! આપ સગાંવાહાલાંને ભેગાં કરી ખવરાવો છો, પણ હવે આપણું ઘર પોહોંચે તેમ નથી. કુલીનચંદે પોતાની સ્ત્રીને ધીરજ આપી કહ્યું, પ્રિયા! હીંમત રાખ, બધાં સારાંવાનાં થશે. જ્યાં સુધી આપણે પોહોંચી શકીશું ત્યાં સુધી આ કામ કરીશું. દુઃખી મિત્ર, એક જાતીના માણસો અને સાધર્મીભાઇઓ એ બધા આપણા કુટુંબનાંજ કહેવાય. જેવી રીતે તારૂં અને આપણા છોકરાનું ભરણ પોષણ કરવાને હું બંધાએલો છું, તેવીજ રીતે તેમનું પણ પોષણ કરવાને હું બંધાએલો છું. આપણે ઊંચા ખોરાકને બદલે હલકો ખોરાક લઇશું પણ આ બધાનો નિર્વાહ કરીશું. કમળાએ તે વાત

માન્ય કરી અને તે દુકાળનું બધું વર્ષ તેણે સર્વને ભોજન કરાવી પાર ઉતારી દીધું. આવા અન્નદાનના પુણ્યથી તેજ વર્ષમાં તેને વેપારની અંદર મોટો લાભ થયો અને તે લાભના પૈસામાંથી તેણે પોતાના નામથી એક અનાથાશ્રમ બાંધ્યું. તે "કુલીનચંદ અનાથાશ્રમ" એવા નામથી પ્રખ્યાત થયું. તેનો ઘણા લોકોએ આશ્રય લીધો, અને તેથી કુલીનચંદની સત્કીર્તિ સર્વ ઠેકાણે પ્રસરી ગઇ.



## સારબોધ.

ભરણ પોષણ કરવા યોગ્ય માણસોનું ભરણ પોષણ કરવું એ ગ્રહસ્થ શ્રાવકની પેહેલી ફરજ છે. તે ફરજ બજાવ્યાથી કુલીનચંદ્રની જેમ સારી કીર્ત્તિ થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ ભરણ પોષણ કરવાને કોણ કોણ લાયક ગણાય ?

૨ તેને માટે નીતિ શાસ્ત્રમાં શું કહેલું છે ?

૩ કુલીનચંદ કેવો ગ્રહસ્થ હતો ?

૪ તેની સ્ત્રી કમળા કેવી હતી ?

૫ કુલીનચંદે કેવી રીતે, કયારે અને કોનું કોનું ભરણ પોષણ કર્યું હતું ?

૬ કુલીનચંદે પૈસાના મળેલા લાભમાંથી શું કર્યું હતું ?



# પાઠ ૨૭ મો.

---

## વિચારીને કામ કરવું.

દરેક ગ્રહસ્થ શ્રાવકે કાંઇપણ કામ કરવું હોય તો તે લાંબો વિચાર કરીને કરવું. વિચાર કર્યા વગર કાંઇપણ કામ કરવું નહીં. અવિચારે કામ કરવાથી મોટી હરકત આવી પડે છે. હરકોઇ કામ કરતાં પેહેલાં તેનું પરિણામ જોવું અને પછી તેને માટે લાંબો વિચાર કરવો. લાંબો વિચાર કરી જોતાં જો તેનું પરિણામ સારૂ લાગે તો તે કામ અવશ્ય કરવું. વિચાર કર્યા વગર ઉતાવળથી કરેલા કામનું નઠારૂં પરિણામ આવે છે. તે ઉપર હિંમતલાલ શેઠનો દાખલો બરાબર બોધ લેવા યોગ્ય છે.

મણિપુરમાં હિંમતલાલ કરીને એક શેઠ હતો. તે દરેક કામ કરવામાં ઉતાવળો હતો. તેના મનમાં કાંઇપણ વેહેમ પડે તો તે ઉતાવળથી તેનો નિવેડો લાવતો હતો. હિંમતલાલ શેઠને કાપડનો વેપાર હતો અને તે સારા પાયા ઉપર ચાલતો હતો. તેની દુકાને ઘણા વાણોતરો હતા. પોતે પણ દુકાનના કામમાં ઘણો વખત રોકાતો હતો. સાંજે જમીને દુકાન ઉપર જતો તે અર્ધી રાત્રે ઘેર આવતો હતો. મણિપુરની નજીક એક ગામમાં તેનો વિઠલ નામે સાસરો રહેતો હતો. તે પણ કાપડનો વેપારી હતો. ઘણીવાર કામ પ્રસંગે તે મણિપુરમાં આવતો અને પોતાના જમાઈ હિંમતલાલ શેઠને ઘેર ઉતરતો હતો.

એક વખતે હિંમતલાલ શેઠનો સાસરો દિવસ અસ્ત થયા પછી રાત્રે પોતાના જમાઇને ઘેર આવ્યો. હિંમતલાલ શેઠ દુકાને હતો.

ફક્ત શેઠાણી એકલાં ઘેર હતાં. વિઠલે પોતાની દીકરીની સાથે પોતાના ઘરની વાત કહેવા માંડી. વાત છાની હોવાથી તેઓ છુપી રીતે બોલતા હતા. વાતની મસલત કરતાં ઘણી રાત ચાલી ગઇ. હિંમતલાલ શેઠ દુકાનેથી ઘેર આવ્યો. ઘરમાં આવી જુવે ત્યાં બીજા પુરૂષને પોતાની સ્ત્રી સાથે છુપી રીતે વાત કરતો જોયો. તરતજ મનમાં વેહેમ પડયો. કાંઇપણ લાંબો વિચાર કર્યા વગર તેણે પોલીસને ફરીયાદ કરી કે, મારા ઘરમાં કોઇ લુચ્ચો માણસ પેઠો છે. તરતજ પોલીસે આવી વિઠલને પકડયો અને તેની સાથે હિંમતલાલ શેઠની સ્ત્રીને પણ પકડી ગયા. વિઠલના કહેવા ઉપર કોઇએ તે વખતે ધ્યાન આપ્યું નહીં અને તેને સાચેસાચું મનાવાને પોલિસે ઘણો માર માર્યો. સવારે હીંમતલાલ શેઠ તેની તપાસ કરવા પોલીસને ચકલે ગયો ત્યાં પોતાના સાસરા વિઠલને બેઠેલો જોયો તે જોતાંજ તે ઘણો શરમાઇ ગયો અને પોલીસને ઘણી આજીજી કરી તે બંનેને છોડાવી લાવ્યો. ત્યારથી તેનો સાસરો વિઠલ તેનાથી રીસાઇ ગયો અને શરમને લીધે બાપ દીકરીને ફરીવાર મેળાપજ થયો નહીં. હિંમતલાલે પોતાના અવિચારીપણાને માટે ઘણો પસ્તાવો કર્યો.



## સારબોધ.

ગૃહસ્થ શ્રાવકે હમેશાં લાંબો વિચાર કરીને કામ કરવું. સહસા વિચાર વગર કામ કરવાથી હિંમતલાલ શેઠની જેમ પસ્તાવું પડે છે.



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકે કેવી રીતે કામ કરવું ?
૨ અવિચારે કામ કરવાથી શું થાય છે ?
૩ કાંઇપણ કામ કરતાં પહેલાં શું વિચારવું જોઇએ ?
૪ શું કરવાથી નઠારૂં પરિણામ આવે છે ?
૫ હિંમતલાલ શેઠે શું કર્યું હતું ?

# પાઠ ૨૮ મો.

## ધર્મ સાંભળવો.

દરેક શ્રાવકે હમેશા ધર્મ સાંભળવો જોઇએ. કારણ કે, ધર્મ આબાદી તથા કલ્યાણના હેતુ રૂપ છે. ધર્મ સાંભળવાથી આપણી આબાદી તથા કલ્યાણ થાય છે. તેમજ ધર્મ સાંભળવાથી મનના બધા ખેદ નાશ પામી જાય છે અને મન શાંત થાય છે. જે માણસ હમેશાં ધર્મ સાંભળવા તત્પર રહે છે, તેનું જ્ઞાન વધતું જાય છે અને તેના મનમાં સારા સારા વિચારો આવ્યા કરે છે. જ્યારે આપણું ચિત્ત વ્યાકુળ હોય ત્યારે જો તે ચિત્તને ધર્મ સાંભળવામાં રોકયું હોય; તો તે ચિત્ત સ્વસ્થ થઇ જાય છે. ધર્મ સાંભળવાનો સ્વભાવ રાખવાથી હરિચંદ શેઠ સારી ગતિએ પોહોંચ્યો હતો.

ચંદ્રનગરમાં હરિચંદ નામે એક શ્રાવક હતો, તેની સ્થિતિ નબળી હતી, પણ તે ધારેલા કામને પાર પડતો હતો. નબળી સ્થિતિને લઇને તે હંમેશાં ચિંતાતુર રહેતો હતો. મારા ઘરનો નિર્વાહ કેવી રીતે ચાલશે ? હું મારા કુટુંબનું પોષણ શી રીતે કરી શકીશ ? મારો વેહેવાર કેવી રીતે ચાલશે અને મારી આબરૂ શી રીતે રહેશે ? આવી ચિંતામાં તેનું શરીર શોષાઈ જતું હતું.

એક વખતે તેણે કોઇ મુનિને પુછ્યું કે, મહારાજ, હું ઘણો દુઃખી છું. મારૂં ચિત્ત હમેશાં ચિંતામાંજ રહ્યાં કરે છે. તે ચિંતામાંથી મારો ઉદ્ધાર શી રીતે થાય ? તે ઉપાય બતાવો. મુનિએ દયા લાવીને કહ્યું, હરિચંદ, તું ચિંતા કર નહીં. તારા ઉદ્ધારને માટે એક સેહેલો ઉપાય છે, જે ઉપાય કરવાથી તારી ચિંતા દૂર થઈ જશે. હરિચંદે કહ્યું, મહારાજ કૃપા કરી તે ઉપાય બતાવો. મુનિ બોલ્યા તારે હમેશાં ધર્મ સાંભળવો અને તેનો ઘડીવાર વિચાર કરવો. હરિચંદ તે મુનિની વાત કબુલ કરી હમેશાં ધર્મ સાંભળવા લાગ્યો. ધર્મ સાંભળવાથી તેનું ચિત્ત શાંત થઇ ગયું અને તેની બધી ચિંતા મટી ગઇ. હમેશાં સારા સારા વિચાર આવવા લાગ્યા. સારા વિચારને લઇને તેનામાં બીજા સારા ગુણો ઉત્પન્ન થયા. તેના સારા ગુણો જોઈને લોકો તેને મદદ કરવા લાગ્યા. જેથી તે આ સંસારમાં સુખી થઈ આખરે સારી ગતિ મેળવી શકયો.



## સારબોધ.

દરેક શ્રાવકે હમેશાં ધર્મ સાંભળવો, જેથી હરિચંદની જેમ સારી રીતે સુખી થઇ છેવટે સારી ગતિ મેળવી શકાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ ધર્મ શેના હેતુ રૂપ છે ?
૨ ધર્મ સાંભળવાથી શું થાય છે ?
૩ હમેશાં ધર્મ સાંભળવાથી શું વધે છે ? અને કેવા વિચારો થાય છે ?
૪ હરિચંદ કેવો હતો ?
૫ તેણે કોના ઉપદેશથી ધર્મ સાંભળ્યો હતો ?



# પાઠ ૨૯ મો.

---

## દયા પાળવી.

દરેક શ્રાવકે દયા પાળવી જોઇએ. કોઇ દુ:ખી હોય તેની ઉપર દયા લાવી પોતાથી બનતી મહેનતે તેને મદદ કરવી બીજાને દુઃખમાંથી બચાવવો, એનું નામ દયા છે હરકોઇ નાનાં મોટાં પ્રાણીને દુ:ખ ન થાય, તેમ વર્તવું જોઇએ. આપણાથી બને તેવી રીતે જતના રાખી, નાના જીવની પણ રક્ષા કરવી. દયા ધર્મનું મૂળ છે, એ વાત હમેશાં યાદ રાખવી તે ઉપર એક જીવણની ટુંકી વાર્તા યાદ રાખવા જેવી છે.

વીરપુર નગરમાં જીવણ નામે એક ગરીબ છોકરો હતો. જીવણની બુદ્ધિ ઘણી જડ હતી. એક અક્ષર પણ તેને મોઢે ચડતો નહીં. નવકારમંત્ર તો તેને યાદજ ન રહેતો. આથી જીવણ ઘણો મુંઝાયો. શ્રાવકપણું મળતાં પોતાની જીંદગી નકામી થઇ, તેને માટે તેના મનમાં ઘણી ચિંતા થવા લાગી. ઘણીવાર તે ગરીબ છોકરો પોતાની જડતાને માટે એકલો એકલો રોતો હતો. એક વખતે કોઇ ધર્મીશ્રાવક તેને ઘેર આવી ચડયો, તેણે જીવણને રોતો જોઇને પુછયું, ભાઇ જીવણ ? કેમ રોવેછે ? જીવણે તેની આગળ પોતાની જડતાની બધી વાત કહી સંભળાવી. તે ગૃહસ્થના મનમાં ઘણી દયા આવી, અને તેને ધીરજ આપી કહ્યું, જીવણ ! તું રો નહીં. તારા ઉદ્ધારને માટે એક સહેલો ઉપાય છે. તું હમેશાં દયા પાળજે, અને "દયા ધર્મનું મૂળ છે." એ વચન ગોખી રાખજે. બધાં પ્રાણી ઉપર દયા રાખજે, અને દરેક વખતે જતના રાખીને બધાં કામ

કરજે. આથી તારૂં સારૂં થશે. જીવણે તે વાત કબુલ કરી, અને "દયા ધર્મનું મૂળ છે" એ વચન ત્રણ દિવસ સુધી ગોખીને મોઢે કર્યું. સવારથી તે રાતે સુતા સુધી તે "અમુલ્ય વાકય" ગોખતો, અને બધાં પ્રાણીની ઉપર દયા રાખી જતનાથી ચાલતો હતો. કોઇપણ પ્રાણી દુઃખી થતું હોય, તેને બનતી મદદ આપતો, અને રસ્તામાં પારેવું, ચકલું, કુતરૂં કે બીજું કોઇ પ્રાણી દુઃખી થતું હોય, તેને પાંજરાપોળમાં પોહોંચાડી તેની સારવાર કરતો હતો. ઘણો વખત આ પ્રમાણે કરવાથી તેનું મન નિર્મળ થઇ ગયું. થોડે થોડે તેની જડતા મટી ગઇ, અને બુદ્ધિનો ઉદય થયો. છેવટે જીવણ એકધર્મી અને જ્ઞાની કહેવાયો. લોકો તેને દયાળુ કહીને બોલાવતા, અને તેનું ઘણું માન રાખતા હતા એવી રીત દયા પાળવાથી જીવણનું જીવન આ દુનિયામાં કૃતાર્થ થઇ ગયું.



## સારબોધ.

દરેક શ્રાવકે દયા પાળવી જોઇએ. દયા પાળવાથી જીવણના જેવા જડ માણસનું પણ ભલું થયું હતું.



## સારાંશ પ્રશ્નો.

૧ દયા પાળવી એટલે શું ?

૨ કોનું નામ દયા કહેવાય ?

૩ ધર્મનું મૂળ શું છે ?

૪ જીવણ કેવો હતો, અને તેણે કયું વચન ગોખ્યું હતું ?



# પાઠ ૩૦ મો.

---

## બુદ્ધિના ગુણનો ઉપયોગ.

ગૃહસ્થ શ્રાવકે પોતાની બુદ્ધિના આઠ ગુણનો ઉપયોગ કરવો જોઇએ. પૂર્વના પુણ્યથી બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય, તે છતાં જે ગૃહસ્થ શ્રાવક તેનો સદુપયોગ કરે નહિ, તેની મળેલી બુદ્ધિ નકામી થાય છે. કોઇ પણ સારી વાત સાંભળવાની ઇચ્છા કરવી તે, પેહેલો ગુણ છે. સાંભળવું, એ બીજો ગુણ છે. સાંભળેલી બાબત ગ્રહણ કરવી, એ ત્રીજો ગુણ છે. ગ્રહણ કરેલી બાબત ભુલવી નહિ, એ ચોથો ગુણ છે. ગ્રહણ કરેલી બાબતને સામાન્ય રીતે સમજવી, તે પાંચમો ગુણ છે, તેને વિશેષે કરી સમજવી. તે છઠ્ઠો ગુણ છે. તે સમજાએલી બાબતમાં સંદેહ દૂર કરી નક્કી કરવું, તે સાતમો ગુણ છે, અને તે બાબતમાં કદિ ન ફરાય તેવો ખરો નિશ્ચય કરવો એ આઠમો ગુણ છે. આ પ્રમાણે બુદ્ધિના આઠ ગુણનો ઉપયોગ કરી સારે માર્ગે ચાલનારા ગૃહસ્થ શ્રાવકનું કલ્યાણ થાય છે. જે માણસ સારી બુદ્ધિ મળ્યા છતાં તેના આઠ ગુણનો ઉપયોગ કરે નહિ, તેને સારો માર્ગ મળતો નથી. તેની બુદ્ધિનો ઉપયોગ અવળે માર્ગે થાય છે. અને તેથી તેનો મનુષ્યજન્મ નકામો થાય છે. બુદ્ધિનો સારો ઉપયોગ કરવાથી કેવો લાભ થાય છે? તે ઉપર મતિચંદ્રની વાર્તા સમજવા જેવી છે.

પાટલીપુરમાં મતિચંદ્ર નામે એક શ્રાવક હતો. તે બાળપણથીજ સારો બુદ્ધિવાળો હતો. તેની બુદ્ધિની ચાલાકીથી લોકો ખુશી થઇ જતા હતા. કોઇ સાદી વાત ઉપર પણ તે વિચાર બાંધી

તેમાંથી છુપી બાબત શોધી કાઢતો, અને તે બીજાને સંભળાવી ખુશી કરતો હતો. આવી બુદ્ધિ છતાં પણ તેણે ધર્મ કે નીતિની વાત ઉપર વિચાર કર્યો નહતો. બીજાની નિંદા કરવામાં અને મશ્કરી ઠઠ્ઠામાં તે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતો હતો. એક વખતે ક્ષમાવિજય નામે એક મુનિ પાટલીપુરમાં ચોમાસું રહ્યા, તેમણે મતિચંદ્રની બુદ્ધિની પ્રશંસા સાંભળી તેને પોતાની પાસે બોલાવ્યો. અને તેને બુદ્ધિના આઠ ગુણ સમજાવ્યા, અને તેનો સારો ઉપયોગ કરવાની ભળામણ કરી. ત્યારથી મતિચંદ્ર હમેશાં ધર્મ સાંભળતો, અને તેમાં બુદ્ધિના આઠે ગુણનો ઉપયોગ કરતો હતો. આથી તે જૈન શાસ્ત્રમાં ઘણો કુશળ થયો, અને શ્રાવકોમાં તેની સારી કીર્ત્તિ ફેલાઈ ગઇ, અને તેના આત્માનું કલ્યાણ થયું.

## સારબોધ.



શ્રાવકે પોતાની બુદ્ધિના આઠે ગુણનો ઉપયોગ કરવો. તે પ્રમાણે કરવાથી મતિચંદ્રની જેમ સારી કીર્તિ ફેલાય છે, અને આત્માનું કલ્યાણ થાય છે.

## સારાંશ પ્રશ્નો.



૧ બુદ્ધિના કેટલા ગુણ હોય છે ?

૨ બીજો, ચોથો, છઠ્ઠો અને આઠમો ગુણ કયો ?

૩ મતિચંદ્ર કેવો શ્રાવક હતો ?

૪ તેની બુદ્ધિનો સારો ઉપયોગ કરવા કોણે કહ્યું હતું ?

૫ મતિચંદ્ર પછી કેવો થયો હતો ?



# પાઠ ૩૧ મો.

---

## ગુણ ઉપર પક્ષપાત કરવો.

ગૃહસ્થ શ્રાવકે બીજાના ગુણનો પક્ષપાત કરવો. બીજાના ગુણ જોઇને તેનાં વખાણ કરવાં, અથવા જો બને તો તે ગુણવાળાને સહાય આપવી. સજ્જનપણું, ઉદારતા, ધીરજ, ડાહાપણ, ઠરેલપણું, અને મીઠાં વચન–એ બધા ગુણ કહેવાય છે. એવા ગુણ પોતાના અને બીજાના ઉપકાર કરનારા થાય છે. જે માણસમાં એવા ગુણ હોય, તેનું બહુ માન કરવું, અથવા તેવાઓને સહાય આપવી, એજ ગૃહસ્થ શ્રાવકનો ધર્મ છે. જે જીવ ગુણનો પક્ષપાત કરે છે, તે પુણ્યના બીજ ઉપર સિંચન કરી આલોક તથા પરલોકમાં સારાં ફળ મેળવી શકે છે. ગુણ ઉપર પક્ષપાત કરનાર રાજસિંહ રાજાની વાર્તા ખરેખર ધડો લેવા લાયક છે.

સૂર્યપુર નગરમાં રાજસિંહ નામે એક રાજા હતો. તેને તેજસિંહ કરીને એક નાનો ભાઇ હતો. રાજસિંહ પોતાનું રાજ્ય નીતિથી ચલાવતો હતો. કોઇપણ ગુણી માણસ આવે તો, તેની તે સારી રીતે કદર જાણતો હતો. રાજસિંહની ઉમ્મર મોટી થઇ હતી. તેને જયસિંહ અને વિજયસિંહ નામે બે કુમાર હતા. તેના ભાઇ તેજસિંહને માધવસિંહ નામે એક કુમાર હતો. માધવસિંહે બાળપણમાંથીજ સારા ગુણ મેળવ્યા હતા. રાજનીતિના બધા નિયમો તેણે સારી રીતે જાણ્યા હતા. જયસિંહ અને વિજયસિંહ બંને નાની વયમાંથીજ તોફાની હતા. રાજકુમારને ન છાજે, તેવી રીતે તેઓ વર્તતા હતા. સૂર્યપુરના લોકો જય વિજયની ઉપર નારાજ

રહેતા હતા. કોઈ કોઇ વાર તો તેમની વિરૂધ ફરીયાદો પણ રાજાની આગળ આવતી હતી. માધવસિંહે સર્વ પ્રકારે લોકોની પ્રીતિ મેળવી હતી. રાજા રાજસિંહે ઘણીવાર તેનાં વખાણ સાંભળ્યાં હતાં.

આ અરસામાં એવું બન્યું કે, માળવાના રાજા વિનોદસિંહનો એક દૂત રાજસિંહની પાસે કાગળ લઇને આવ્યો. કાગળમાં લખ્યું હતું કે, " મારી દીકરી સુલોચનાનો સંબંધ તમારા મોટા પુત્ર જયસિંહની સાથે કરવાનો છે. મારે સુલોચના એકજ દીકરી છે, બીજું કાંઇ સંતાન નથી. સુલોચનાને પરણનાર તમારા કુમારને મારે મારૂં રાજ્ય અર્પણ કરવું છે; જો જયસિંહ લાયક ન હોય તો, વિજયસિંહની સાથે સંબંધ કરજો. મારા રાજ્ય ઉપર લાયક રાજાની જરૂર છે; માટે આપને યોગ્ય લાગે તે કુમારને પસંદ કરશો." આ કાગળનો ઉત્તર રાજસિંહે તરત લખ્યો, અને તેમાં પોતાના કુમાર જય વિજયને નાલાયક ગણી પોતાના ભત્રીજા માધવસિંહનું નામ આપ્યું. પછી માધવસિંહ સુલોચનાને પરણ્યો, અને તે માળવાનો મહારાજા થયો. એથી લોકોમાં રાજસિંહનો ગુણમાં પક્ષપાત કરવાનો ગુણ સારી રીતે વિખ્યાત થયો.



## સારબોધ.

દરેક શ્રાવકે ગુણ ઉપર પક્ષપાત રાખવો જોઇએ. રાજસિંહે પોતાના સગા દીકરાને અયોગ્ય ગણી ભાઇના દીકરા માધવસિંહને તેના ગુણ ઉપર પક્ષપાત કરી, માળવા દેશનો રાજા બનાવ્યો હતો.



## સારાંશ પ્રશ્નો.

૧ ગુણ ઉપર પક્ષપાત એટલે શું ?

૨ મુખ્ય ગુણ કયા ? તેનાં નામ આપો.

૩ ગુણ ઉપર પક્ષપાત કરવાથી શું થાય ?

૪ રાજસિંહ અને તેજસિંહ કોણ હતા ?

૫ જયસિંહ, વિજયસિંહ અને માધવસિંહ કેવા હતા ?

૬ વિનોદસિંહ કોણ હતો ? અને સુલોચનાને માટે શું બન્યું હતું ?

૭ માધવસિંહને શો લાભ થયો ? અને તે શા માટે થયો ?

# પાઠ ૩૨ મો.

## ગૃહસ્થ શ્રાવકના સામાન્ય ધર્મ વિષે કવિતા.

( અંગ્રેજી વાજાની ચાલ. )

માત તાતની સુભક્તિ ભાવથી ધરો,
ઉમંગથી સુસંગ [1]સદાચારીનો કરો;
કદર જાણનાર ગુણે પ્રીતિને ધરો,
સુજૈન બંધુ તે ગ્રહસ્થ ધર્મ આચરો. ૧

અજીર્ણ જો રહેલ હોય તો નહિ જમો,
જમો હમેશ વખતસર પછી સુખે રમો;
સદૈવ જ્ઞાનવૃદ્ધની સુસેવના કરો,
સુજૈન બંધુ તે ગ્રહસ્થ ધર્મ આચરો. ૨

૧ સારા આચારવાળાનો.

ખરાબ કામમાં કદિ પ્રવૃત્તિ નહિ રચો,
સર્વ [1]પોષ્યવર્ગ ભરણુ પોષણે મચો;
સર્વ કામ માંહિ [2]દીર્ઘદૃષ્ટિ વાપરો,
સુજૈન બંધુ તે ગ્રહસ્થ ધર્મ આચરો.
શ્રવણુ ધર્મનું કરો દયા દિલે વહો,
આઠ બુદ્ધિના ગુણે કરી સદા રહો;
સુપક્ષપાત સદ્ગુણો તણો મુખે કહો,
સુજૈન બંધુ તે ગ્રહસ્થ ધર્મ આચરો. ૪



## પાઠ ૩૩ મો.

### દુરાગ્રહ રાખવો નહિ.

ગૃહસ્થ શ્રાવકે કોઇ જાતનો દુરાગ્રહ રાખવો ન જોઇએ. દુરાગ્રહ રાખવાથી ઘણું નુકસાન થાય છે. દુરાગ્રહને લઇને નીતિના માર્ગનું ઉલ્લંઘન થાય છે. કોઈ કોઇ વાર તો દુરાગ્રહથી ફોગટની મેહેનત થાય છે. પાણીમાં સામે પૂર જવાનો દુરાગ્રહ રાખનારાં માંછલાંઓ ઘણાં હેરાન થાય છે. કેટલીકવાર તો દુરાગ્રહથી પાપનાં કામ પણ થઇ જાય છે. સોમચંદ નામનો એક શ્રાવક દુરાગ્રહને લઇને ઘણો દુઃખી થયો હતો,

શ્રીપુર નગરમાં સોમચંદ નામે એક શ્રાવક રહેતો હતો. તેનામાં બીજા કેટલાએક ગુણ હતા, પણ દુરાગ્રહ રાખવાનો એક મોટો

---

૧ ભરણ પોષણ કરવા યોગ્ય એવા કુટુંબ જ્ઞાતિ વગેરેનાં માણસો.
૨ લાંબી નજર.

દુર્ગુણ હતો. કોઇ પણ કામની શરૂઆત કરતાં તેને દુરાગ્રહ થઇ પડતો, અને તેથી કરીને તે કામ મુસ્કેલી ભરેલું હોય તોપણ, તે દુરાગ્રહથી છોડતો નહીં અને તેમાં ઘણોજ હેરાન થતો હતો. આવા દુરાગ્રહી સ્વભાવથી તેના બીજા ગુણો ઢંકાઇ જતા હતા. બધા શ્રીપુરમાં સોમચંદ દુરાગ્રહી એવા નામથી તે ઓળખાતો હતો. કોઇપણ કામ કઢાવવું હોય તો, લોકો સોમચંદને આગળ કરતા, અને તે કામ આગ્રહથી તેને ગળે પાડતા, એટલે સોમચંદ ઘણી મેહેનત લઈ તે કામ બજાવતો, અને વખતે દુરાગ્રહથી નુકશાનીમાં પણ ઉતરી પડતો હતો.

શ્રીપુરની બાહેર એક વાડી હતી, તેમાં હરનાથ કરીને એક અન્યદર્શની બાવો રહેતો હતો. હરનાથ નઠારા ગુણનો હતો, તેથી તેની વાડીમાં અનેક જાતનાં પાપ બનતાં હતાં, કોઇવાર હિંસાનાં કામ પણ થતાં હતાં. સોમચંદ દરરોજ તેની વાડીમાં ફરવા જતો, અને હરનાથની સાથે ઉઠતો બેસતો, તેથી તેને હરનાથની સાથે પ્રીતિ થઇ હતી. જો કે હરનાથની વાડીમાં જે ખરાબ કામ થતાં, તેમાં સોમચંદ સામેલ ન રહેતો, તથાપિ ત્યાં જવાનો દુરાગ્રહ તેને બંધાયો હતો. હરનાથની વાડીની ખરાબ વાતો ગામમાં ચાલવાથી નાતનાં કેટલાંએક માણસોએ સોમચંદને ત્યાં ન જવાને અટકાવવા માંડયો, પણ દુરાગ્રહી સોમચંદ તેમનાથી અટકયો નહીં. પણ ઉલટો હરનાથનો પક્ષ કરવા લાગ્યો. ગામના બધા મહાજને એકઠા થઈ હરનાથને વાડી બાહેર કાઢવા, અને તેને કોઇ જાતની મદદ ન આપવાનો ઠરાવ કર્યો; અને તેને માટે શ્રીપુરના રાજાને એક અરજી કરી. આ વાતની સોમચંદને ખબર પડી એટલે તે દુરાગ્રહથી બધા ગામની વિરૂદ્ધ પડયો, અને રાજાની

આગળ હરનાથનું સારૂં બોલવા ગયો. રાજાએ સોમચંદનો અનાદર કર્યો અને હરનાથને વાડીમાંથી કાઢી મુકવાનો હુકમ કર્યો, હરનાથે રાજાનો હુકમ માન્યો નહીં, અને તે ઝનુની થઇ રાજાની સામો થયો. તે જોઇ સોમચંદ પણ હરનાથની સાથે જોડાયો. રાજાએ બંનેને પકડાવી કેદ કરી લીધા, અને હરનાથની વાડી તથા સોમચંદના ઘરને જપ્ત કર્યાં. સોમચંદ પોતાના દુરાગ્રહી સ્વભાવને લઇને રાજાના કેદખાનામાં ઘણોજ હેરાન થયો. પછી નાતના આગેવાનોએ સોમચંદને રાજાને વિનંતિ કરી છોડાવ્યો, અને સોમચંદે જીંદગી સુધી કોઈ જાતનો દુરાગ્રહ ન કરવાની બાધા લીધી અને ત્યારથી તે સુખી થયો.



## સારબોધ.

કોઇ જાતનો દુરાગ્રહ રાખવો, એ ખરાબમાં ખરાબ ટેવ છે. દુરાગ્રહ રાખવાથી માણસ સોમચંદની જેમ હેરાન થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ દુરાગ્રહ રાખવાથી શું થાય છે ?

૨ દુરાગ્રહ રાખવાને માટે કોનું દૃષ્ટાંત છે ?

૩ સોમચંદે કેવો દુરાગ્રહ રાખ્યો હતો ?

૪ હરનાથ બાવો કેવો હતો ?

૫ સોમચંદને દુરાગ્રહ રાખવાથી શું થયું હતું ?

૬ આખરે સોમચંદ શાથી સુખી થયો ?



# પાઠ ૩૪ મો.

---

## દિવસે દિવસે વધારે જ્ઞાન મેળવવું.

ગૃહસ્થ શ્રાવકે બધામાં સંતોષ રાખવો, પણ જ્ઞાન મેળવવામાં સંતોષ રાખવો ન જોઇએ. દિવસે દિવસે પોતાના જ્ઞાનમાં વધારો કરવો, પોતાના અને બીજાના જ્ઞાનની સાથે પોતાનો મુકાબલો કરવો, અને જેનામાં વધારે જ્ઞાન હોય, તેનો દાખલો લઇ તેવો બનવા પ્રયત્ન કરવો. જે માણસમાં વધતું જ્ઞાન ન થાય, તે માણસ અને પશુમાં કાંઇ તફાવત હોતો નથી. વળી પોતાના આત્મામાં ગુણ કયા છે અને દોષ કયા છે, તે સંબંધી હમેશાં વિચાર કરવો. મારી વર્તણુક કેવી છે ? મને લોકો સારો કહેછે કે નઠારો કહેછે તે પણ વિચારવું. હમેશાં રાત્રે સુતી વખતે ગૃહસ્થ શ્રાવકે વિચારવું કે, આજ આખા દિવસમાં મને કેટલું જ્ઞાન વધારે મળ્યું ? આવો વિચાર કરનાર માણસ શિવચંદ્રની જેમ મોટો વિદ્વાન્ બની જાયછે.

સિદ્ધનગરમાં એક શિવચંદ્ર નામે શ્રાવક હતો, તેની ઉમર સોળ વર્ષની હતી. તેનામાં ઘણા સારા ગુણો હતા. સર્વથી વિશેષ ગુણ એ હતો કે, આખા દિવસમાં પોતે જે કામ કર્યું હોય, તેનો તે વિચાર કરતો. આજે મારામાં વધારે સારો ગુણ શો થયો છે? અથવા આજે મારામાં શું જ્ઞાન વધ્યું છે ? તે વિચારી તેને પોતાની નિત્ય નોંધપોથીમાં નોંધી લેતો હતો. એક વખતે શિવચંદ્ર વખાણ સાંભળવાને ઉપાશ્રયે ગયો, ત્યાં મુનિમહારાજના મુખથી સાંભળ્યું કે, "ધર્મના ચાર પ્રકાર છે. દાન, શીલ, તપ અને ભાવ." આ વાત સાંભળી તેણે તે બરાબર યાદ રાખી લીધું. રાત્રે સુતી વખતે

તેણે વિચાર કર્યો કે, આજે આખા દિવસમાં મારા જ્ઞાનમાં શો વધારો થયો ? આજે હું ધર્મના ચાર ભેદ શીખ્યો, દાન, શીલ, તપ અને ભાવ. આ વાત તેણે પોતાની નિત્ય પોથીમાં નોંધી લીધી. એવી રીતે તે હમેશાં જ્ઞાનનો વધારો કરતો હતો. એમ કરતાં આખરે તે જૈનનો મોટો પંડિત બની ગયો.



## સારબોધ.

શ્રાવકે દિવસે દિવસે પોતાના જ્ઞાનમાં વધારો કરવો, અને આજે કેટલું જ્ઞાન વધ્યું ? તેનો રાત્રે વિચાર કરવો. એમ કરવાથી શિવચંદ્રની જેમ જ્ઞાતીના પંડિત થઈ જવાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ ગૃહસ્થ શ્રાવકે શેમાં સંતોષ ન રાખવો ?

૨ દિવસે દિવસે શેમાં વધારો કરવો ?

૩ જે માણસમાં વધતું જ્ઞાન ન હોય તે કેવો સમજવો ?

૪ પોતાના આત્મામાં શેનો વિચાર કરવો ?

૫ શિવચંદ્ર કેવો શ્રાવક હતો ? તેનામાં મોટામાં મોટો ગુણ શો હતો ?

૬ તે શેની નોંધ લેતો હતો ?

૭ શિવચંદ્રે મુનિ પાસેથી શું સાંભળ્યું હતું ?

૮ ધર્મના કેટલા પ્રકાર છે ? તેનાં નામ આપો.

૯ આખરે શિવચંદ્ર કેવો થયો હતો ?



# પાઠ ૩૫ મો.

---

## અતિથિને આદર.

ગૃહસ્થ શ્રાવકે અતિથિ થઇ આવેલા સાધુ તથા ગરીબ માણસનો યોગ્ય સત્કાર કરવો. જે માણસને બધી તિથિઓ સરખી હોય છે, કોઇ ખાસ તિથિ હોતી નથી, તે અતિથિ કહેવાય છે. તેવા અતિથિ સાધુ હોય છે, તેમને ભાત, પાણી વોહોરાવવાં અને પુસ્તક, પાત્ર અને વસ્ત્ર આપવાં. તે શિવાય અમે તે સ્નેહી, સાધર્મીભાઇ, સગાં કે મિત્ર આપણે ઘેર મીજમાન થઇને આવ્યાં હોય, તેમને યોગ્ય આદર આપવો. એટલે તેમનો પોતાની શક્તિ પ્રમાણે સત્કાર કરવો, તે ગ્રહસ્થશ્રાવકનો ખરો ધર્મ છે. જે કોઇ ભુખ્યો ગરીબ માણસ આપણે ઘેર આવી ઉભો રહે, તેને પણ આપણી શક્તિ પ્રમાણે અન્ન આપવું, જેને ઘેરથી કોઇ અતિથિ, અભ્યાગત કે ગરીબ માણસ અન્ન વિના પાછો જાય, તે ગૃહસ્થનું ઘર નઠારું છે. કેમકે શ્રાવકના અભંગદ્વાર કહેવાય છે. અતિથિને આદર આપનાર ઉદારચંદ્રની વાત ખરેખર ધડો લેવા જેવી છે.

કપિલપુરમાં ઉદારચંદ્ર કરીને એક શ્રાવક હતો. તેની સ્થિતિ સાધારણ હતી; પણ તે હમેશાં અતિથિ--અભ્યાગતને ઘણો આદર આપતો હતો. કોઇ સ્નેહી, મિત્ર, સગો કે દુઃખી માણસ તેને ઘેર આવે તો, તેનો તે યોગ્ય સત્કાર કરતો હતો. પોતાને ઘેર મીજમાન આવે ત્યારે, તેના મનમાં ઘણોજ હર્ષ થતો હતો. દરેક મીજમાનની બરદાશ કરવામાં તેને ઘણી હોંશ આવતી, અને મ-

નમાં ઉમંગ આવતો હતો. આથી કરીને ઉદારચંદ્રની કીર્ત્તિ દેશાંતરમાં ચારે તરફ ફેલાણી હતી. લાખો રૂપીઆનો ધણી જે કીર્ત્તિ મેળવી શકે નહિ, તે કીર્ત્તિ એક સાધારણ સ્થિતિના ઉદારચંદ્રે મીજબાનની સેવા કરવાથી મેળવી હતી.

એક વખતે ઉદારચંદ્ર બાહેર ગયેલ, તેવામાં કોઇ મીજબાન તેને ઘેર આવી ચડયો. ઉદારચંદ્રની સ્ત્રી પણ ઘરમાં હાજર ન હતી. તેનો નાની ઉમ્મરનો સુખચંદ્ર નામે દીકરો ઘરના આંગણામાં રમતો હતો. તે મીજબાન ઘરમાં આવ્યો એટલે, સુખચંદ્રે કહ્યું, મારાં માબાપ ઘરમાં નથી. આપ કોણ છો ? તે ગૃહસ્થે કહ્યું, હું તમારે ઘેર મીજબાન છું. તારાં માતપિતા કયારે આવશે ? બાળક બોલ્યો, તમે ઘરમાં બેસો, હું મારા બાપાને તેડી આવું. આમ કહી સુખચંદ્ર તેના બાપ ઉદારચંદ્રને તેડવા દોડી ગયો. પેલા મીજબાને પછવાડેથી વિચાર કર્યો કે, આવા રેઢા ઘરમાં રહેવું, તે યોગ્ય ન કહેવાય, માટે અહિંથી બીજે ચાલ્યા જવું યોગ્ય છે, આવું વિચારી તે ગૃહસ્થ ત્યાંથી બીજે ચાલ્યો ગયો. પછી તરતજ ઉદારચંદ્ર ઘેર આવ્યો, ત્યાં કોઇ મીજબાનને તેણે જોયો નહીં. સુખચંદ્રને પુછયું કે, મીજબાન કયાં છે ? સુખચંદ્રે કહ્યું, હું આપણા ઘરમાં બેસારીને આવ્યો હતો. ઉદારચંદ્રે આખા ગામમાં તેની તપાસ કરી, પણ કોઇ ઠેકાણેથી મીજબાનનો પત્તો લાગ્યો નહીં. ઉદારચંદ્ર અને તેનું કુટુંબ આખો દિવસ દીલગીરીમાં રહ્યું. બીજે દિવસે જયારે તે મીજબાન તેને મળવા આવ્યો, ત્યારે તેને આગ્રહ કરી જમાડયો, અને ફરીવાર તેમ ન કરવાને વિનંતિ કરી.

## સારબોધ.

ઉદારચંદ્રની જેમ દરેક ગૃહસ્થે અતિથિ કે મીજમાનનો આદર કરવો જોઇએ. તેથી સારી કીર્ત્તિ અને પુણ્ય બંને પ્રાપ્ત થાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ અતિથિ એટલે શું ?

૨ અતિથિ કોણ કહેવાય ?

૩ તેવા અતિથિને શું આપવું જોઇએ ?

૪ બીજા કોનો સત્કાર કરવો ?

૫ ઉદારચંદ્ર કેવો ગૃહસ્થ હતો ?

૬ ઉદારચંદ્ર મીજમાનને કેમ રાખતો ?

૭ મીજમાન પાછો જતાં ઉદારચંદ્રે અને તેના કુટુંબે શું કર્યું હતું ?

---

# પાઠ ૩૬ મો.

---

## [1]ધર્મ, [2]અર્થ અને કામ બરાબર નિયમિત સેવવાં

### ભાગ ૧ લો.

દરેક સંસારી માણસે સંસારમાં રહીને મુખ્ય રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણને સેવવાં જોઇએ. એ ત્રણને સેવ્યા વિના સંસાર

૧ અર્હંત પ્રરૂપિત. ૨ નાણાં તથા ભોગવેલ દ્રવ્ય. ૩ ઇંદ્રિયોને શાંત કરવા, ઇંદ્રિયના ૨૩ વિષયને લાલચ વિના સેવવું તે.

ચાલતો નથી. જેનાથી આપણા કલ્યાણની સિદ્ધિ થાય, તે ધર્મ કહેવાય છે. જેનાથી આપણા બધા પ્રયોજન સિદ્ધ થાય, તે અર્થ કહેવાય છે. અને જેનાથી બધી ઇંદ્રીયોને પ્રિતિ થાય, તે કામ કહેવાય છે. તે ધર્મ, અર્થ અને કામને માંહોમાંહે હરકત ન આવે તેવી રીતે સેવવાં જોઇએ. આ ત્રણમાંથી એકને સેવવો નહીં, પણ બધાંને જેમ ઘટે તેમ સેવવાં જોઇએ. જેઓ એ ત્રણને સેવતાં નથી, તેઓનું જીવિત આલોક અને પરલોકમાં નકામું થાય છે. તે વિષે ભીમશેઠના ચાર દીકરાની વાત સમજવા જેવી છે.

શ્રીનગરમાં **ભીમ** નામે એક શેઠ હતો, તેને ચાર દીકરા હતા. ભીમશેઠ વેપારમાં સારી લક્ષ્મી કમાયો હતો. ચાર દીકરાઓ મોટા થયા એટલે તેણે વિચાર કર્યો કે, આ ચાર દીકરાઓમાંથી જે લાયક હોય, તેના નામથી દુકાન ચલાવવી, અને બધી સત્તા તેને આપવી. આવા વિચારથી તેણે સર્વથી મોટા દીકરા ધર્મચંદને બોલાવ્યો. અને તેને પુછયું કે, હું તારા નામની દુકાન કરૂં, અને મારી બધી સત્તા તને આપું, તો તું કેવી રીતે ચલાવીશ? ધર્મચંદ બોલ્યો બાપા! હું દુકાન સારી રીતે ચલાવીશ, અને પૈસાનો સારો ઉપયોગ કરીશ. પહેલાં તો હું આખો દિવસ ધર્મનાં કામ કરીશ. દુકાનમાં પણ ધર્મ કરીશ. સામાયિક, પડિકમણું અને સઝાય ધ્યાન વિગેરે બધી ક્રિયા દુકાનમાં કરીશ. જે ધર્મ જાણનારા અને ધર્મની ક્રિયા કરનારા શ્રાવકો હશે, તેમને નોકર રાખીશ, અને દુકાનમાં ધર્મ ધ્યાન કરાવીશ. વળી દુકાનને મોટી વિશાળ કરાવી, તેમાં એક તરફ ઉપાશ્રય, એક તરફ પૌષધશાળા અને એક જૈનશાળા કરાવીશ. બાપા! વધારે શું કહું, પણ સવારથી તે રાત સુધી ધર્મનું કામ જ કરીશ. તે સાંભળી ભીમશેઠ વિચારમાં પડયો કે, આ દીકરો

મારી દુકાનની સત્તાને લાયક નથી. દુકાનમાં આખો દિવસ ધર્મ ધ્યાન કરવાથી દુકાન ચાલે નહિ, અને બધું પડી ભાંગે. પછી તેણે અર્થચંદ નામના દીકરાને પુછ્યું કે, તને દુકાનની સત્તા આપીએ, તો તું શી રીતે ચલાવે?

અર્થચંદ બોલ્યો—બાપા ! જો મને દુકાનની સત્તા આપો તો. હું મારા બધા પ્રયોજન સાધી લઉં. આખો દિવસ પૈસાનોજ વિચાર કરૂં. પૈસો કેમ વધે ? પૈસો પૈસાને કેવી રીતે વધારે ? એ બાબતનો આખો દિવસ વિચાર કરૂં. સવારથી તે રાત સુધી ખાતાં, પીતાં, ઉઠતાં અને બેસતાં પૈસાનાજ વિચાર કરૂં જાત જાતના સોનાનાં ઘરાણાં ઘડાવું, અને રહેસત વધાર્યા કરૂં. અર્થચંદના આ વિચાર સાંભળી ભીમશેઠે વિચાર્યું કે, આ તો ખરેખરો અર્થચંદ છે, તે પણ દુકાનની સત્તાને લાયક નથી.

---

## પાઠ ૩૭ મો.

### ધર્મ, અર્થ, કામ બરાબર સેવવાં

### ભાગ ૨ જો.

ભીમશેઠે કામચંદ નામના ત્રીજા દીકરાને બોલાવીને પુછ્યું કે, દીકરા! તને દુકાનની કુલ સત્તા આપવી છે, તે તું ચલાવી શકીશ કે નહીં ? કામચંદ બોલ્યો બાપા ! હું ખુશીથી

આખો દિવસ મોજમજા ભોગવીશ. દુકાનમાં સારા સારા જોવા લાયક ચિત્રોના તકતા લટકાવીશ, મધુર ગાયન કરનારા ગવૈયા અને ઉંચી જાતનાં વાજાંઓ દુકાનમાં બેસીને સાંભળીશ, ઘણાં ખુશબોદાર ફુલોના ગજરા રાખીશ, અને ઊંચી જાતનાં અત્તર વાપરીશ. વળી ઉત્તમ પ્રકારની મીઠાઈ લાવી દુકાનની અંદર બધાને જમાડીશ, અને મોટી મોટી મીજલસ કરીશ. કામચંદના આવા વિચાર જાણી ભીમશેઠે વિચાર્યું કે, આ દીકરો પણ દુકાનના કામને લાયક નથી. પછી ચોથા વિવેકચંદ નામના નાના દીકરાને બોલાવીને પુછયું, એટલે તેણે કહ્યું, બાપા ! હું ખુશીથી આપણી દુકાનનો વહિવટ કરીશ. દિવસના જુદા જુદા ભાગ પાડી બધી જાતનાં કામ કરીશ. અમુક વખતે ધર્મ ધ્યાન કરીશ. અમુક વખતે વેપારનાં કામ કરી પૈસો પેદા કરીશ. અને અમુક વખતે સંસારના સુખમાં આશક થયા વિના તે ભોગવીશ. વિવેકચંદના આવાં વચન સાંભળી ભીમશેઠ ખુશી થયો, અને તેણે વિવેકચંદને લાયક ગણી બધી સત્તા આપવાનો નિશ્ચય કર્યો. પછી તેણે બધા છોકરાઓને બોલાવીને કહ્યું કે, તમારા બધામાં વિવેકચંદ લાયક છે. જે સંસારી માણસ અર્થ તથા કામને છોડી એકલો ધર્મજ સેવે છે, તેનાથી સંસારમાં રહી શકાતું નથી, એકલા ધર્મને સેવન કરનારા પુરૂષે તો સંસારનો ત્યાગ કરવો જોઇએ. ધર્મ તથા કામને છોડી એકલો અર્થ સેવે છે, તે માણસનું જીવવું નકામું થાય છે, અને મુઆ પછી નઠારી ગતી મળે છે, અને જે માણસ ધર્મ તથા અર્થને છોડી એકલો કામ સેવે છે, તે આલોક અને પરલોકમાંથી ભ્રષ્ટ થાય છે. માટે ધર્મચંદ એકલો ધર્મને સેવનારો છે, અર્થચંદ એકલો પૈસાનો સેવક છે. અને કામચંદ એકલો વિષયને સેવનારો છે, માટે એ ત્રણે નાલાયક છે, અને નાનો દીકરો વિવેકચંદ ધર્મ, અર્થ અને કામને માંહોમાંહે

કસૂર ન આવે તેમ સેવનારો છે, માટે આ દુકાનની અને ઘરની બધી સત્તા તેનેજ આપવામાં આવે છે.



## સારબોધ.

દરેક ગૃહસ્થે વિવેકચંદની જેમ ધર્મ, અર્થ અને કામને નિરાબાધપણે સેવવાં જોઇએ. ધર્મચંદ્ર, અર્થચંદ્ર અને કામચંદ્રની જેમ એકલા ધર્મમાં, એકલા અર્થમાં, અને એકલા કામમાં આશક થવું ન જોઇએ.

## સારાંશ પ્રશ્નો.



૧ ધર્મ, અર્થ અને કામ એટલે શું?

૨ એ ત્રણેને કેવી રીતે સેવવાં જોઇએ?

૩ એ ત્રણને નિરાબાધપણે ન સેવવાથી શું થાય છે?

૪ ભીમશેઠને કેટલા દીકરા હતા? અને તેમનાં શું નામ હતાં?

૫ ધર્મચંદ, અર્થચંદ, કામચંદ અને વિવેકચંદના કેવા કેવા સ્વભાવ હતા?

૬ ભીમશેઠે આખરે કયા દિકરાને લાયક ઠરાવ્યો?



# પાઠ ૩૮ મો.

---

## દેશકાળ પ્રમાણે વર્તવું.

### ભાગ ૧ લો.

ગૃહસ્થ શ્રાવકે હમેશાં દેશકાળ પ્રમાણે વર્તવું, દેશકાળ વિરૂદ્ધ ચાલવું નહિ. જે શ્રાવક દેશકાળ પ્રમાણે વર્તે નહિ, તે ઘણોજ દુઃખ પામે છે. કોઇ વાર લડાઇ કરવાનો પ્રસંગ આવે તો, પ્રથમ પોતાનું અને બીજાનું બળ વિચારવું. સામો માણસ આપણાથી બળવાન છે કે નહિ? આપણામાં અને તેનામાં વધારે કોણ બળવાન છે? અને છે-વટે કોનો વિજય થશે? એ બધો વિચાર કરીને તેની સાથે બાથ ભીડવી. જો આપણે તેને પોહોંચી શકીએ તેમ હોઇએ તો, તેની સાથે લડવા તૈયાર થવું, અને જો ન પોહોંચી શકીએ તેમ જણાય તો, સમતા રાખી બેસી રહેવું. શક્તિ અને નિર્બળતા, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવવડે છે, એમ મનમાં જાણી લેવું. જે માણસ પોતાની શક્તિ જાણ્યા વિના મોટો આરંભ કરી બેસે, તેની પડતી થાયછે.

આ દેશ કયો છે? અને આ કાળ કેવો છે? એ બાબત વિચારીને વર્તવાથી સુખી થવાય છે. તેને માટે નીતિશાસ્ત્રમાં લખે છે કે "દરેક માણસે સાત બાબતનો વિચાર કરીને હરકોઈ કાર્યનો આરંભ કરવો." ૧ આ કાળ કેવો છે? ૨ આ દેશ કેવો છે? ૩ મિત્ર અને શત્રુ કોણ છે? ૪ ખર્ચ શું છે? ૫ આવક શું છે? ૬ હું કોણ છું અને ૭ મારી શક્તિ શી છે? આ સાત બાબત વારંવાર વિચારી કામ કરવાથી માણસ દરેક કામમાં ફતેહ મેળવે છે. આ વિષે દેશકાળ પ્રમાણે ચાલનારા બુદ્ધિચંદ્ર શ્રાવકની વાર્તા ધડો લીધા જેવી છે.

શ્રાવસ્તી નગરીમાં બુદ્ધિચંદ્ર નામે એક શ્રાવક રહેતો હતો. તે ઘણો ડાહ્યો અને ધર્મી હતો. તેના ઘરની સ્થિતિ સાધારણ હતી, પણ તેનો વેહેવાર ઘણો ચોખો હતો, તેથી કરીને એક લાખ રૂપીઆની તેની આબરૂ બંધાણી હતી. બુદ્ધિચંદ્રના વચન ઉપર લોકોને ઘણો વિશ્વાસ હતો. જે વચન તે બોલતો તે બરાબર પાળતો હતો. આ બધું થવાનું કારણ ફક્ત તેના એક ગુણને લઈને હતું. તે દેશકાળ પ્રમાણે ચાલતો હતો. તેજ ગામમાં જુક્તિદાસ નામે એક બીજો કપટી બ્રાહ્મણ રહેતો હતો. તે બીજાનું સારૂં જોઇ બળે તેવો હતો. અને તે કાવાદાવામાં ઘણો હુશીઆર હતો. બીજાને ફસાવી પાડવો એ તેનો સ્વભાવ હતો. બુદ્ધિચંદ્રનાં લોકોમાં સારાં વખાણ થતાં જોઇ તે બ્રાહ્મણ મનમાં બળતો હતો અને બુદ્ધિચંદ્ર હલકો પડે, એવી જુક્તિઓ રચતો હતો. તેના કાવા દાવાથી લોકો ડર ખાતા હતા. એક વખતે એવું બન્યું કે, શ્રાવસ્તી નગરીના રાજાને ગામની વચ્ચે એક મેહેલ કરાવવાનો વિચાર થયો. તે એવો કે, જે મેહેલ ઉપરથી રાજા આખા નગરને જોઇ શકે. આ ખબર જુક્તિદાસના જાણવામાં આવી. તેણે વિચાર્યું કે, બુદ્ધિચંદ્રને ફસાવવાનો હવે બરોબર લાગ આવ્યો છે. બુદ્ધિચંદ્રનું ઘર ગામની વચમાં છે અને તેની પાસે એક સુંદર દેરાશર છે. જો રાજા તેનું ઘર અને દેરાશર પાડી તે ઠેકાણે મેહેલ કરે તો બુદ્ધિચંદ્ર રાજાની સામો થાય અને તેથી રાજા નાખુશ થઇને બુદ્ધિચંદ્રને ગામની બહાર કાઢી મુકે. માટે રાજાની આગળ જઇ આ વાત જણાવવી અને બુદ્ધિચંદ્રને હેરાન કરવો. આવું ધારી જુક્તિદાસ રાજાને ખાસ મળવા ગયો. રાજાએ જુક્તિદાસને પુછ્યું, જુક્તિદાસ! કેમ આવ્યા? જુક્તિદાસ બોલ્યો મહારાજા, મેં સાંભળ્યું છે કે, આપ ગામની વચ્ચે મેહેલ કરવા ધારો છો, તો

એ વાત ખરી છે ? રાજાએ કહ્યું, હા, મારો વિચાર છે, પણ તેવી જગ્યો કયાં છે ? તે હું શોધું છું. જુકિતદાસે કહ્યું, આપણા ગામમાં બુદ્ધિચંદ્ર નામે એક શ્રાવક છે, તેનું ઘર અને દેરાશર બરાબર ગામની વચ્ચે છે, જો આપ તે ઠેકાણે મેહેલ કરો તો તે સારો મેહેલ થશે. જુકિતદાસનાં આવાં વચન સાંભળી રાજાને તે વાતનો આગ્રહ થયો અને તરતજ બુદ્ધિચંદ્રને પોતાની પાસે બોલાવ્યો.



## પાઠ ૩૯ મો.

---

### દેશકાળ પ્રમાણે ચાલવું.

### ભાગ ૨ જો.

બુદ્ધિચંદ્ર રાજાની પાસે આવ્યો અને પ્રણામ કરી ઉભો રહ્યો. રાજા બોલ્યો, બુદ્ધિચંદ્ર ! મારે ગામની વચ્ચે એક મહેલ કરવો છે. અને તમારૂં ઘર તથા દેરાસર ગામની વચ્ચે છે, તો તે જગ્યા તમારે મને આપવી પડશે. બુદ્ધિચંદ્ર મનમાં સમજી ગયો. તેણે વિચાર્યું કે, જો આ વખતે રાજાને ના કહીશ તો તેને આગ્રહ થશે. અને સામો થઇ બળાત્કારે તે કામ કર્યા વિના રહેશે નહીં માટે દેશકાળ પ્રમાણે વર્તીને જવાબ આપવો. આવું વિચારી બુદ્ધિચંદ્ર બોલ્યો, મહારાજા ! ઘણી ખુશીની વાત. જે આપને જોઇએ, તે આપવાની અમારી ફરજ છે. આપ પ્રજાના પાળક છો. અમે તમારી પ્રજા છીએ. પ્રજાએ પોતાના ધણીનો હુકમ માનવો જોઇએ. બુદ્ધિચંદ્રનાં આવાં મીઠાં વચન સાંભળી રાજા ખુશી થઇ ગયો. બુદ્ધિચંદ્રનું ખરાબ કરવાની ધારણા રાખનારો જુક્તિદાસ તરતજ પછી રા-

જાની પાસે છાની રીતે આવ્યો અને તેણે કહ્યું, મહારાજા! બુદ્ધિચંદ્રે આપને શું કહ્યું, ? ના કહી હશે, કારણ કે, તે ઘણો લુચ્ચો છે. જુક્તિદાસનાં એવાં વચન સાંભળી રાજાએ વિચાર કર્યો કે, આ માણસજ લુચ્ચો લાગેછે. વળી તે બુદ્ધિચંદ્રનો દુશ્મન જણાય છે. આવું વિચારી રાજા બોલ્યો, જુક્તિદાસ ! બુદ્ધિચંદ્ર ઘણો ભલો માણસ લાગેછે, તેણે પોતાના ઘર અને દેરાશરની જગ્યાએ મેહેલ કરવામાં ખુશી બતાવી છે. જુક્તિદાસ બોલ્યો ! તે એવો લુચ્ચો માણસછે કે, ઉપરથી હા પાડે અને અંદર બીજું હોય, માટે આપ બરાબર તપાસ રાખજો. જ્યારે આપ તેના ઘરને અને દેરાશરને પાડી નાંખવાનો ખરો હુકમ કરશો ત્યારેજ તે કેવો છે, તે જણાશે. પછી રાજાએ બુદ્ધિચંદ્રને પોતાની પાસે બોલાવ્યો અને પુછ્યું, કેમ બુદ્ધિચંદ્ર ! તારૂં ઘર અને દેરાશર પાડી નાખી તે ઠેકાણે મેહેલ કરાવીએ તો તને કાંઇ હરકત છે કે નહીં ? બુદ્ધિચંદ્રે ધાર્યું કે રાજાની મરજી તેમ કરવાની નથી પણ મારી પરીક્ષા લેવાને આ પ્રમાણે પુછેછે. પછી બુદ્ધિચંદ્ર બોલ્યો, મહારાજા ! આપ જે કરો તેમાં મારે હરકતજ નથી. મારા ઘરને માટે તો કાંઇપણ ચિંતા નથી. પણ દેરાશરને માટે મને ચિંતા થાયછે. વળી આપ નીતિવાળા અને ધર્મી રાજાછો, એટલે આપને કાંઇ કહેવાની જરૂર નથી. જે આપને યોગ્ય લાગે તે કરો. બુદ્ધિચંદ્રનાં આવાં વચન સાંભળી રાજા ખુશી થઇ ગયો. અને કહ્યું કે, તારા જેવા દેશકાળ પ્રમાણે વર્તનારા માણસો થોડાં હશે. તારૂં ઘર અને દેરાશર આબાદ રહેશે. જો મેહેલ કરવાનો હશે તો ત્યાં નહીં થાય પણ પેલા જુક્તિદાસનું ઘર પાડીને તેને ઠેકાણે થશે, કારણ કે, તે તારા જેવા સારા માણસ ઉપર અદેખાઇ રાખનારો લુચ્ચો માણસ છે.

## સારબોધ.

દેશકાળ પ્રમાણે વર્તવાથી બુદ્ધિચંદ્રની જેમ સારૂં થાય છે અને બીજાની અદેખાઇ કરવાથી જુક્તિદાસની જેમ નઠારૂં થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ દેશકાળ પ્રમાણે ન વર્તવાથી શું થાય છે ?

૨ લડાઇ કરવામાં શો વિચાર કરવો ?

૩ લડાઈની બાથ કોની સાથે ભીડવી ?

૪ શકિત અને નબળાઇ શા વડે છે ?

૫ કેવા માણુસની પડતી થાય છે ?

૬ કેવો વિચાર કરવાથી સુખી થવાય છે ?

૭ નીતિશાસ્ત્રમાં સાત બાબત વિચાર કરવાને કહ્યું છે, તે સાત બાબત કઇ છે ?

૮ શાથી ફતેહ મળે છે ?

૯ બુદ્ધિચંદ્રને શું થયું હતું ?

૧૦ જુકિતદાસ કેવો હતો ? અને તેને કેવો બદલો મળ્યો હતો ?



# પાઠ ૪૦ મો.

## લોકવિરૂદ્ધ કામ કરવું નહીં.

ગૃહસ્થ શ્રાવકે કાંઇપણ કામ લોક વિરૂદ્ધ કરવું નહીં. જે કામ કરવામાં લોકો સામે થાય અથવા નિંદા કરે તેવું કામ કરવાને

આગળ પડવું નહીં. લોક વિરૂદ્ધ કામ કરવાથી લોકોમાં નિંદા થાયછે. કદિ કોઇ કામ આપણને સારૂં લાગતું હોય અથવા તે કામ કરવાથી ઘણો લાભ થાય તેવું હોય, તોપણ જો તે લોકવિરૂદ્ધ હોય તો તે કામ કરવું નહીં. લોકવિરૂદ્ધ કામ કરવાથી લોકો નિંદા કરેછે અને તેથી કરીને લોકોમાં માન ઘટી જાયછે. હમેશાં જેમ ઘટે તેમ લોકોના વેહેવારને અનુસરવું. લોકોથી જુદા પડી પોતાના વિચાર પ્રમાણે ચાલવું નહીં. લોકવિરૂદ્ધ અને ધર્મવિરૂદ્ધ કામ કરનારા માણસને લોકો ધિક્કારે છે. લોકવિરૂદ્ધ કામ કરનાર સાહસચંદ્રની વાત જાણવા જેવી છે.

પ્રતાપનગરમાં સાહસચંદ્ર નામે એક શ્રાવક રહેતો હતો. તેની સ્થિતિ સારી હતી. કેટલાએક ગુણોને લઇને લોકો તેને માન આપતા હતા. પણ બધા ગુણને ઢાંકે એવો તેનામાં એક મોટો અવગુણ હતો અને તે અવગુણ બેપરવાઇ રાખવાનો હતો. કોઇ પણ કામ તે લોકોની પરવા રાખ્યાવિના કરતો હતો.

પ્રતાપ નગરમાં કેશરિસિંહ રાજા હતો. તેને નવાં નવાં કૌતુક જોવાનો ઘણો શોખ હતો. એક વખતે રાજાએ નગરમાં એવી ઘોષણા કરાવી કે, જેના ઘરમાં મોટી ઉમરની કુંવારી કન્યા હોય, તેણે પોતાની મરજીથી રાજાની પાસે મોકલવી. રાજા હમેશાં કુમારીકાની પુજા કરીને જમેછે. જો કે રાજાનો ઇરાદો સારો હતો અને તેનામાં નઠારી બુદ્ધિ ન હતી, પણ લોકોને તે વાત ગમી નહીં. અને સર્વના મનમાં થયું કે, રાજાની પાસે મોટી ઉમરની કુમારિકાને મોકલવી તે ઠીક ન કહેવાય. આવું વિચારી લોકો તે વાતની વિરૂદ્ધમાં પડયા. સાહસચંદ્ર રાજાના મંત્રીનો મીત્ર હતો. મંત્રીના કહેવાથી સાહસચંદ્ર પોતાની શાંતિ નામની જુવાન કુમારિકાને

રાજાની પાસે મોકલવા તૈયાર થયો. આ વાતની લોકોને ખબર પડી. કેટલાએક તો તે વિષે સાહસચંદ્રને અટકાવવા ગયા, પણ તેણે તે માન્યું નહીં અને પોતાની પુત્રી શાંતિને રાજાની પાસે મોકલી. પોતે પણ તેની સાથે ગયો. કેશરિસિંહે શાંતિને બોલાવી તેને પોષાક આપ્યો અને ચંદન કેશરનું તિલક કરી શણગારી અને ખાવાનું આપી વિદાય કરી દીધી. સાહસચંદ્રને મનમાં ખાત્રી થઈ કે, લોકોને ખોટો વેહેમ છે. આ રાજાની પાસે કુમારિકાને મોકલવામાં કોઈ જાતનો દોષ નથી. તેણે ઘણા લોકોને સમજાવ્યા પણ લોકોએ તે વાત માની નહીં. બધા લોકો સાહસચંદ્રની વિરૂદ્ધ થઇ તેની નિંદા કરવા લાગ્યા. આખરે સાહસચંદ્રની દીકરી શાંતિને કોઇપણ પરણ્યું નહીં, તે જાવજીવ સુધી કુંવારીજ રહી.



## સારબોધ.

કોઇ પણ માણસે લોક વિરૂદ્ધકામ કરવું નહીં. લોકવિરૂદ્ધ કામ કરવાથી સાહસચંદ્રની જેમ નિંદા થાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ કેવું કામ કરવું નહીં ?

૨ કેવું કામ કરવાને આગળ પડવું નહીં ?

૩ લોકવિરૂદ્ધ કામ કરવાથી શું થાય છે ?

૪ લોકોથી જુદા પડવું કે નહીં ?

૫ લોકો કેવા માણસને ધિક્કારે છે ?

૬ સાહસચંદ્ર કેવો હતો ?

૭ તેનામાં શો ગુણ અને શો અવગુણ હતો ?

૮ કેશરીસિંહે કેવી ઘોષણા કરાવી હતી ?

૯ રાજા કોની પૂજા કરતો હતો ?

૧૦ સાહસચંદ્રને લોકવિરુદ્ધ કામ કરવાથી શું થયું ?

૧૧ સાહસચંદ્રની દીકરી શાંતી જાવજીવ સુધી કેવી રહી ?



## પાઠ ૪૧ મો.

### પરોપકાર.

હરેક ગૃહસ્થે પરોપકાર કરવો. બીજાનો ઉપકાર કરવો, એ ખરેખરો ધર્મ છે. બધાં માણસો એક જાતના છે. એક બીજાને મદદ કરવાથી આ સંસાર સેહેલાઇથી તરી શકાય છે. હરેક માણસ હરેકને ઉપયોગી થાય છે. બીજાનું આપણાથી સારૂં થતું હોય તો તે શા માટે ન કરવું ? જે માણસ બીજાનો ઉપકાર કરતો નથી, તેનું જીવવું નકામું છે. હમેશાં પરોપકાર કરનાર નવીનચંદની કથા બોધ લેવા યોગ્ય છે.

વીણાપુરમાં નવીનચંદ નામે એક વેપારી હતો, તે સ્વભાવે સુશીલ અને નમ્ર હતો. તેની બુદ્ધિ વેપારમાં વધારે ચાલતી, તેથી તેણે ઘણો વેપાર વધાર્યો હતો. વેપારનો બોજો વધારે થવાથી તેને ધર્મનાં કાર્ય કરવાનો બીલકુલ વખત મળતો નહતો. ખાવાપીવામાં માત્ર તેને માંડમાંડ વખત મળતો હતો. એક વખતે નવીનચંદે મનમાં વિચાર્યું કે, આ મનુષ્યભવ દુર્લભ છે. વેપારના મોટા બોજાને લઇને મારાથી ધર્મનું કામ થતું નથી. મારૂં કલ્યાણ શી રીતે થશે,

આવો વિચાર કરતો હતો, તેવામાં કોઇ **સુશીલ** નામે તેનો મિત્ર તેને મળવા આવ્યો. સુશીલે નવીનચંદને ચિંતા કરતો જોઈને પુછ્યું કે, મિત્ર ! શેની ચિંતા કરે છે ? નવીનચંદે પોતાની બધી વાત જણાવી. ત્યારે સુશીલે કહ્યું. મિત્ર ! જો તારે આત્માનું કલ્યાણ કરવું હોય તો એક ઉપાય છે. વેપારના મોટા બોજાને લઇને તું દેવપૂજા, સામાયિક અને સઝાય વિગેરે કરી શકતો નથી. તો તારે હમેશાં પરોપકાર કરવો. રાત્રે સુતી વખતે યાદ કરવું કે, આજે મેં કેટલો પરોપકાર કર્યો ? એમ કરવાથી તારૂં કલ્યાણ થઇ જશે. બધા વ્રતમાં પરોપકાર કરવાનું વ્રત મોટું છે. સુશીલનાં આવાં વચન સાંભળી નવિનચંદે નિશ્ચય કર્યો કે આજથી મારે પરોપકાર કરવાનું વ્રત લેવું. પછી નવીનચંદ હમેશાં પરોપકાર કરવા લાગ્યો. તે પરોપકારના કામમાં મન, આંખ, કાન અને વાણી એ ચારને રોકતો હતો. મનમાં પરોપકાર કરવાનું ધારતો, આંખથી પરોપકાર કરતાં જોતો, કાનથી પરોપકારને માટે સાંભળતો અને વાણીથી પરોકારનાં વચન બોલતો હતો. હમેશાં રાત્રે સુતી વખતે આજે બીજાનો ઉપકાર શો કર્યો, તેનો વિચાર કરતો હતે. કોઇપણ માણસનું ભલું થતું હોય, તેમાં તે આગળ પડીને ભાગ લેતો હતો. આથી નવીનચંદની કીર્તિ લોકોમાં ઘણી ફેલાણી અને તે બધા દેશમાં **પરોપકારી નવીનચંદ** એવા નામથી પ્રખ્યાત થયો.



## સારબોધ.



દરેક શ્રાવકે પરોપકાર કરવો. પરોપકાર કરવાથી નવીનચંદની જેમ સારી કીર્તિ તથા પુણ્ય વધે છે.

## સારાંશ પ્રશ્નો.

૧ ખરેખરો ધર્મ કયો ?
૨ આ સંસાર રહેલાઇથી શી રીતે તરી શકાય ?
૩ જે બીજાનો ઉપકાર ન કરે તેનું જીવવું કેવું છે ?
૪ નવીનચંદ્ર કેવો હતો ?
૫ સુશીલે નવીનચંદ્રને શું કહ્યું હતું ?
૬ રાતે સુતી વખતે શો વિચાર કરવો જોઇએ ?
૭ પરોપકારમાં કઇ કઇ ઇંદ્રિયો જોડવી જોઇએ ?
૮ નવીનચંદ્રને પરોપકાર કરવાથી શું થયું હતું ?



# પાઠ ૪૨ મો.

---

## લાજ રાખવી.

શ્રાવક ગૃહસ્થે હમેશાં લાજ રાખવી જોઇએ. લાજ વગરનો માણસ જંગલી અથવા ભારબોજ વગરનો ગણાય છે. જેનામાં લાજ છે, તે માણસ પોતાના પ્રાણ જાય તોપણ પોતાની પ્રતિજ્ઞા છોડી દેતો નથી. નીતિશાસ્ત્રમાં લાજને પૂજ્ય માતા જેવી ગણે છે. જેવું માન માતાને આપવું જોઇએ, તેવું માન લાજને આપવું જોઇએ. લોકો જે માણસને નિર્લજ કહે છે, તે માણસનું જીવવું નકામું છે. માણસમાં એક લાજ હોય તો બીજા ગુણ એની મેળે આવે છે. લાજવાળો માણસ ટેક રાખી શકે છે, બોલ્યું પાળે છે અને મુશ્કેલી ભરેલાં કામ સહજ કરી શકે છે. લાજનું ઠેકાણું [illegible] છે. કારણ કે, આંખની શરમ કહેવાય.

માણસ આંધળો ગણાય છે. લાજના ગુણથી લક્ષ્મીચંદ્રને નગર શેઠની પદવી મળી હતી.

વિનોદપુરમાં લક્ષ્મીચંદ નામે એક જુવાન શ્રાવક હતો તેના પિતાનું નામ જિનદાસ અને માતાનું નામ શિવશ્રી હતું. લક્ષ્મીચંદને જૈન ધર્મનું જ્ઞાન સારૂં હતું. તે હમેશાં દિવસમાં અમુક વખત ધર્મનાં પુસ્તકો વાંચ્યા કરતો હતો. શ્રાવકમાં કેવા કેવા ગુણો હોવા જોઇએ, તે બધું સારી રીતે જાણતો હતો. બધા ગુણમાં તેના દિલમાં લાજને માટે મોટું માન હતું તેથી તે હમેશાં પોતાના પ્રાણની જેમ લાજને ગણતો હતો. લાજના ગુણથી આખા વિનોદપુરમાં લક્ષ્મીચંદની શાખ વધતી જતી હતી.

એક વખતે ત્યાંના રાજાને પૈસાનો ખપ પડતાં તેણે પોતાના ગામના બધા ધનવાન ગૃહસ્થોને બોલાવ્યા અને પુછયું કે, મારા ખજાનામાં હાલ પૈસો નથી અને અત્યારે રાજ્યનું રક્ષણ કરવાને પૈસાની જરૂર પડી છે, તમે મારી પ્રજામાં ધનવાન ગૃહસ્થો છો માટે મને પૈસાની મદદ આપી શકશો કે નહીં ? જો જરૂર પડશે તોજ હું તમારી મદદ લઇશ. રાજાના કહેવાથી બધા શાહુકારોએ મદદ આપવાની હા કહી તેમાં લક્ષ્મીચંદનો પિતા જીનદાસ પણ હતો; બધાઓ પોતપોતાને ઘેર આવ્યા. થોડા દિવસ પછી રાજાને પૈસાનો ખપ પડયો, એટલે બધા શાહુકારોને બોલાવ્યા. શાહુકારોએ મળી વિચાર કર્યો કે, રાજાનો વિશ્વાસ શી રીતે થાય ? કદિ તે પૈસા પાછા આપે નહીં તો શું કરી શકિએ ? આવું વિચારી બધા શાહુકારો રાજાની પાસે ગયા નહીં. તે વાત જાણી લક્ષ્મીચંદ્રે પોતાના પિતાને કહ્યું, બાપા ! આ શું કરો છો ? રાજાની આગળ હા કહીને પછી ના કહો છો, તે કેવી નિર્લજ વાત કહેવાય ? બોલેલું

વચન પાળવું જોઇએ. જેનામાં લાજ ન હોય, તે માણસ કોઈનું વચન પાળે નહીં. રાજા આપણા પાલન કરનાર છે. તેનો આપણા ઉપર મોટો ઉપકાર છે. તેની આગળ હા કહીને પછી ના કહેવી, તે સારૂં ન કહેવાય. બીજાઓ ભલે ના કહે, પણ આપણે તો તેનું લીધું વચન પાળવું જોઇએ. જો તમે ના કહેશો તો મને ઘણીજ શરમ લાગશે. હું લાજને લઇને ઘરમાંથી બાહેર નાસી જઇશ. લક્ષ્મીચંદનાં આવાં વચન સાંભળી જિનદાસ ખુશી થયો. પોતાનો પુત્ર આવો લાજવાળો છે, તે જાણીને તેના મનમાં ઘણોજ આનંદ આવ્યો. પછી તેણે લક્ષ્મીચંદને પોતાની પાસે હતું તેટલું ધન લઇને રાજાની પાસે મોકલ્યો. બીજા શાહુકારો કોઈ રાજા પાસે આવ્યાજ નહીં. પછવાડેથી રાજાએ લક્ષ્મીચંદની બધી વાત સાંભળી અને તેનામાં લાજનો મોટો ગુણ જોઇ તે ઘણોજ ખુશી થઇ ગયો અને લક્ષ્મીચંદને નગરશેઠની પદવી આપી.

---

## સારબોધ.

દરેક શ્રાવક ગૃહસ્થે લાજનો ગુણ રાખવો જોઇએ. લાજને લઇને બોલ્યું પાળી શકાય છે અને તેથી લક્ષ્મીચંદની જેમ સારી પદવી મેળવી શકાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ જેનામાં લાજ નથી તે કેવો ગણાય છે?
૨ જેનામાં લાજ હોય, તે શું કરી શકે છે?
૩ નીતિશાસ્ત્રમાં લાજને કેવી કહેલી છે?
૪ નિર્લજ્જ માણસનું જીવવું કેવું છે?
૫ લાજવાળો માણસ શું કરી

૬ આંધળો માણુસ કયો ગણાય ?
૭ લક્ષ્મીચંદમાં શો ગુણુ હતો ?
૮ લક્ષ્મીચંદ નગરશેઠ શાથી થયો હતો ?



# પાઠ ૪૩ મો.

## ક્રુર દેખાવ ન રાખવો.

શ્રાવક ગ્રહસ્થે હમેશાં પોતાના ચેહેરાનો દેખાવ નમ્ર રાખવો. ક્રુર દેખાવ રાખવો નહિ. જેનો ચેહેરો ક્રૂર દેખાય, તેની ઉપર લોકો નારાજ રહે છે. તેવા માણુસથી લોકોને જોતાંજ ઉદ્વેગ થાય છે. જે માણુસના ચેહેરાનો દેખાવ નમ્ર હોય, તે માણુસ ઉપર લોકો હમેશાં ખુશી રહે છે. અને લોકો તેનું આરાધન કરવા આવે છે. ક્રૂર દેખાવવાળા માણુસ પાસે લોકો બીકથી જતાં નથી. જેનો દેખાવ ક્રૂર ન હોય, તે માણુસ લોકમાં સૌમ્ય પ્રકૃતિવાળો ગણાય છે. ચેહેરાનો દેખાવ ક્રૂર રાખવાથી દુર્મુખ નામના એક માણુસના બીજા ગુણુ ઢંકાઇ ગયા હતા.

કંકણુપુરમાં દુર્મુખ નામે એક શ્રાવક રહેતો હતો. તે ધર્મ ઉપર પ્રીતિવાળો અને ઊદાર હતો, પણુ તેનો ચીડીઓ સ્વભાવ હતો. તેથી હમેશાં તેનો દેખાવ ક્રૂર રહેતો હતો. કોઇ દિવસ તેનો ચેહેરો ખુશીમાં રહેતોજ નહિ. અને તેથી હમેશાં તેનું મોં પણુ ચડેલુંજ રહેતું હતું. આથી કરીને લોકો તેને દુર્મુખ એવા નામથી ઓળખતા હતા. તેને ઘેર વિવાહનો કે ધર્મનો માંગલિક પ્રસંગ આવતો તોપણુ તેના ચેહેરા ઉપર હર્ષનો દેખાવ થતો નહોતો. તેના સગાંવહાલાંઓ પણુ તેની પાસે જતાં નહિ અને પોતાને ઘેર બો-લાવતાં પણુ નહિ. એક વખતે તે ઉદારતાથી પોતાના ઘરના આં-

ગણામાં દાન દેવા બેઠો. જે કોઈ માણસ નીકળે તેને તે દાન આપવાને બોલાવતો પણ તેનો ક્રૂર ચેહેરો જોઇ કોઇ પણ માગણ તેની પાસે જતું નહતું. ઘણીવાર બેસી રહ્યો તો પણ કોઇ માગનુ તેની પાસે આવ્યું નહિ. પછી તે કંટાળીને ઉઠી ગયો અને બીજે દિવસે ગુરૂ પાસે જઇને તેણે પોતાની બધી હકીકત જાહેર કરી. ગુરૂએ તેને જણાવ્યું કે, શેઠ! તમારે હમેશાં સૌમ્ય (સારા) દેખાવથી રહેવું. ચીડીઓ સ્વભાવ રાખવો નહિ. શ્રાવકનો ચેહેરો હમેશાં આનંદી હોવો જોઇએ. તમારો દેખાવ ક્રૂર હોવાથી લોકો તમારાથી ડરે છે. ગુરૂનાં વચનથી દુર્મુખ સુધરી ગયો અને તે એટલે સુધી સુધર્યો કે, પછી લોકો તેને સુમુખ એવા નામથી બોલાવા લાગ્યા.



## સારબોધ.

દરેક શ્રાવકના બાળકે પોતાનો દેખાવ સૌમ્ય રાખવો જોઇએ. નઠારો ચેહેરો રાખવાથી દુર્મુખની પેઠે લોકોમાં અપ્રિય થવાય છે અને સારો દેખાવ રાખવાથી સુમુખ નામ મેળવી લોકોની પ્રીતિ મેળવાય છે.



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રાવકે ચેહેરાનો દેખાવ કેવો રાખવો જોઇએ ?

૨ કેવા ચેહેરા ઉપર લોકો નારાજ રહે છે ?

૩ લોકો કેવા ચેહેરા ઉપર ખુશી રહે છે ?

૪ કેવા દેખાવવાળા માણસની પાસે લોકો જતા નથી ?

૫ દેખાવ ક્રૂર ન હોય તો ને લોકોમાં કેવી પ્રકૃતિવાળો મનાય છે ?

૬ દુર્મુખ કેવો હતો ?

૭ તેની ઉપર લોકોની અપ્રીતિ કેમ થઈ હતી ?

૮ તે સુમુખ શાથી કહેવાયો ?



## પાઠ ૪૪ મો.

### ગૃહસ્થ શ્રાવકના સામાન્ય ધર્મ વિષે.

### ઉપજાતિની ચાલ.

દુરાગ્રહે ચિત્ત કદિ ન ધારો,
વિશેષથી જ્ઞાન સદા વધારો;
અતિથિ સેવા સુખથી પ્રસારો,
ગૃહસ્થનો તે શુભ ધર્મ ધારો. ૧
[1]પરસ્પરે જેમ ન થાય [2]બાધો,
ધર્માર્થ ને કામજ તેમ સાધો;
[3]ત્રિવર્ગનો તે [4]સુખકાર ધારો,
ગૃહસ્થનો તે શુભ ધર્મ ધારો. ૨
વિચારિ ચાલો વળિ દેશ કાળ,
[5]વિરૂદ્ધ દૂરે કરીને કુ[6]ચાલ;

૧ સાંભળવાની ઇચ્છા, ૨ સાંભળવું, ૩ સાંભળીને ગ્રહણ કરવું, ૪ તેને ધારી રાખવું, ૫ તર્ક કરવો, ૬ સમાધાન કરવું, ૭ અર્થ જાણવા. ૮ તત્વનું જ્ઞાન એ આઠ ગુણ બુદ્ધિના કહેવાય છે. ૨ સારા ગુણ ઉપર પક્ષપાત કરવો.

૧ માંહેમાંહી. ૨ બાધ ન આવે તેમ. ૩ ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો વર્ગ તે ત્રિવર્ગ. ૪ સુખ કરનારો ધારો-રીવાજ. ૫ વિરોધવાળો. ૬ નઠારો રીવાજ.

[7]બળાબળ જોઈ કરો પ્રચારો,
ગૃહસ્થનો તે શુભ ધર્મ ધારો. ૩
[8]સુકામથી લોક [9]રૂચિ વધારો,
પરોપકારો જગમાં પ્રસારો;
લજ્જા અને સૌમ્ય[10]ગુણો સુધારો,
ગૃહસ્થનો તે શુભ ધર્મ ધારો. ૪

---

# ખંડ ૩ જો.

## જૈન નીતિ આચાર

---

## પાઠ ૪૫ મો.

---

### મનની મોટાઇ.

હરેક શ્રાવકના છોકરાઓ મનની મોટાઇ રાખવી જોઇએ. જેનું મન મોટું હોય છે, તેની ઉપર બધા લોકો પ્રીતિ રાખેછે. મનની મોટાઇ રાખવી તેના જેવો બીજો કોઇ ઉંચો ગુણ કહેવાતો નથી. જેનું દિલ ઉંચું હોય, તે માણસ હમેશાં સંતોષી હોયછે. આ દુનિયામાં જે જે માણસો ઉંચા દિલના થઇ ગયાછે, તે બધાની કીર્ત્તિ

---

૭ બળ અને અબળ જોઇને પ્રચાર કરવો. ૮ સારાં કામથી. ૯ લોકોની પ્રીતિ. ૧૦ શરીરનો મોટાઇનો દેખાવ શાંત-સારો રાખ

હજી સુધી ગવાય છે. મનની મોટાઇથી કપૂરચંદ્ર નામનો એક શ્રાવકનો છોકરો ઘણો લોકપ્રિય થયો હતો અને મોટી પાઠશાળામાં તેને બધા વર્ગની અંદર મોટું માન મળ્યું હતું.

કુંદનપુરમાં રાજચંદ્ર નામે એક શ્રાવક હતો. તેને કપૂરચંદ્ર કરીને એક છોકરો હતો. તેનામાં બાળપણથીજ સારા સારા ગુણો દેખાતા હતા. તે બધા ગુણો કરતાં તેનામાં મનની મોટાઇનો એક ગુણ સર્વથી સારો હતો. એ ગુણને લઇને તેને લોકો ઘણા ચાહતા હતા. કોઇનું સારૂં થતું હોય તો તેમાં તે પૂર્ણ રીતે ભાગ લેતો હતો. એટલુંજ નહીં પણ બીજાનું સારૂં થતું હોય અને પોતાને ગેરલાભ થતો હોય તો તેની તે દરકાર કરતો ન હતો.

એક વખતે કોઇ ગૃહસ્થ તેને ઘેર મીજબાન તરીકે આવ્યો, રાજચંદ્રનો તે સારો સ્નેહી હતો. તેણે બીજાની પાસેથી કપૂરચંદનાં વખાણ સાંભળ્યાં. તે સાથે એવું પણ સાંભળ્યું કે, કપૂરચંદમાં મનની મોટાઇનો મોટો ગુણ છે. આથી તે ગૃહસ્થે કપૂરચંદના તે ગુણની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. પછી તે ગૃહસ્થે કપૂરચંદને બોલાવીને આ પ્રમાણે પુછ્યું, કેમ કપૂરચંદ શું ભણો છો ?

કપૂરચંદ—કાકા! હું જૈન ધર્મની પેહેલી ચોપડી ભણું છું.

**મીજબાન**—તારા વર્ગમાં કેટલા છોકરા છે ?

કપૂરચંદ—મારા વર્ગમાં વીશ છોકરા ભણે છે.

**મીજબાન**—તે વર્ગમાં બધા છોકરાઓ સારા છે કે નઠારા છે ?

કપૂરચંદ—કાકા તે મારાથી શી રીતે કહી શકાય ?

**મીજબાન**—આજે હું તને આ વીશ પુસ્તકો આપું છું, તે બધાને સરખી રીતે વેહેંચી આપજે. તે વીશ પુસ્તકમાં એક ચોપડી ફાટેલી છે, તે છેલ્લા છોકરાને આપજે.

કપૂરચંદ—કાકા ! બહુ સારૂં.

પછી કપૂરચંદ પાઠશાળામાં આવ્યો અને પોતાના શિક્ષકની આગળ તે ચોપડીઓ મુકીને તે ભીજણાનની બધી વાત કહી બતાવી. પછી શિક્ષકે કહ્યું કે, કપૂરચંદ, આ ચોપડીઓ તું લાવ્યો, માટે તું તારે હાથે વેહેંચી આપ. પછી કપુરચંદે બધી ચોપડીઓ વેહેંચી આપી. તેમાં જે નઠારી ચોપડી હતી, તે પોતે લીધી. તે જોઇ શિક્ષકે પુછ્યું, કપુરચંદ, તેં નઠારી ચોપડી કેમ લીધી ? કપુરચંદ—સાહેબ ! બીજાને નઠારી ચોપડી દેવી અને પોતે સારી રાખવી તે અનીતિ ગણાય છે. વળી બીજાને જો આવી જુની ચોપડી આપી હોત તો તેનું મન દુઃખાય, તે કરતાં મારે પોતાને તેવી ચોપડી લેવી તે વધારે સારૂં. આ સાંભળી શિક્ષક કપુરચંદ ઉપર બહુ ખુશી થયો અને કપુરચંદના મનની મોટાઇને માટે વર્ગની અંદર તેનાં વખાણ કર્યાં. આ વાત ભીજણાનના જાણવામાં આવતાં, તે ઘણો ખુશી થયો અને તેણે કપુરચંદને બીજી નવી પાંચ ચોપડીઓ ભેટ આપી.

## સારબોધ.

દરેક છોકરાએ કપુરચંદની જેમ મનની મોટાઇ રાખવી જોઇએ.

## સારાંશ પ્રશ્નો.

૧ મનની મોટાઇ રાખવાથી શું થાય છે ?

૨ મનની મોટાઈ રાખવી, એ કેવો ગુણ છે ?

૩ જેનું દિલ ઉંચું હોય તે કેવો માણસ હોય છે ?

૪ હજી સુધી કેની કીર્તિ ગવાય છે ?

ફરી સંપને સાધુઓ નિત્ય ચાહે,
ખરા રૂપથી ધર્મનો ઝુંડ ઝાલે;
ધ્વનિ જય તણો રેશાર્તે તે ગજાવે,
કરી સંપ સૌ શ્રાવકો શુદ્ધ ભાવે.

---

# પાઠ ૪૭ મો.

---

## વીશ પારાની માળા.

દેવનગરમાં ગુણધર નામે એક છોકરો હતો. તે ઘણો કહ્યાગરો અને ભણવામાં હોંશીલો હતો. તે નાની ઉમરમાંથીજ તોફાની હતો. તેના બાપનું નામ આર્હતદાસ હતું. તેનામાં નામ પ્રમાણે ગુણ હતા. સવારથી તે સાંજ સુધી તે અરિહંત પ્રભુની ભક્તિજ કરતો હતો. આર્હતદાસ ગુણધરને હમેશાં થોડો થોડો બોધ આપતો હતો. એક વખતે આર્હતદાસે ગુણધરને કહ્યું કે, બેટા, આ એકવીસાદી માળા તારી ડોકમાં પેહેરાવું છું. હવેથી તારામાં જેમ જેમ ગુણ વધતો જશે, તેમ તેમ તે માળામાં હું સોનાનો એક એક પારો વધારતો જઈશ. ગુણધરને ત્યારથી સોનાના પારાની માળા પેહેરવાનો શોખ થયો અને તે હમેશાં એક એક ગુણ વધારતો હતો. છેવટે તેનામાં વીશ ગુણ આવ્યા એટલે તે વીશ પારાની માળા પેહેરી પાઠશાળામાં ભણવા જતો હતો. એક વખતે તેના શિક્ષકે ગુણધરને પુછ્યું કે, આ વીશ પારાની માળા શેની છે? ગુણધર બોલ્યો— મેં વીશ ગુણ મેળવ્યા છે, તેની સં [illegible] ાસ બાપાએ માળા

પેહેરાવી છે. શિક્ષકે કહ્યું, તારામાં એ વીશ ગુણ કયા કયા છે ? તે કહી સંભળાવ. ગુણધરે કહ્યું, સાહેબ મારામાં પેહેલો ગુણ—એ છે કે, હું કોઇ દિવસ અટકચાળું કરતો નથી. બીજો ગુણ—હું કોઇથી ચીડાતો નથી. તેમ કોઇને ચીડવતો નથી. ત્રીજો ગુણ—કદિ પણ કજીયો કરતો નથી. ચોથો ગુણ—કોઇની સાથે ગાળાગાળી આવતો નથી. પાંચમો ગુણ—કોઇ જાતની હઠ રાખતો નથી. છઠો ગુણ—કોઇનાથી રીસાતો નથી. સાતમો ગુણ—કોઇની ચાડી કે કોઇની અદેખાઇ કરતો નથી. આઠમો ગુણ—કોઇની નિંદા કરતો નથી. નવમો ગુણ—કોઇની ઉપર ખોટું આળ ચડાવતો નથી. દશમો ગુણ—કોઇની સાથે નઠારૂં વર્તન રાખતો નથી. અગીયારમો ગુણ—હમેશાં પ્રસન્નતા રાખું છું. બારમો ગુણ—સાચું અને મીઠું બોલું છું અને બોલવામાં તોછડાઇ રાખતો નથી. તેરમો ગુણ—સર્વની સાથે નમ્રતાથી વર્તું છું. ચૌદમો ગુણ—બીજાની તરફ લાગણી રાખું છું. પનરમો ગુણ—કોઇના કામમાં હરકત ન થાય, તેમ શાંતિ તથા ધીરજથી વર્તું છું. સોળમો ગુણ—રસ્તામાં રઝળતો નથી. સત્તરમો ગુણ—વખતસર નિયમ પ્રમાણે કામ કરૂં છું. અઢારમો ગુણ—ગળેલું પાણિ પીઉં છું. ઓગણીશમો ગુણ—કાચું કે વાસી અનાજ ખાતો નથી, તથા સારો પદાર્થ મળે તો પણ વખત વિના ખાતો નથી. વીશમો ગુણ—હમેશાં સમય પ્રમાણે વર્તું છું.

સાહેબ, આ વીશ ગુણ મેં થોડે થોડે વધાર્યા છે અને તેના બદલામાં મારા બાપે આ વીશ પારાની માળા મને પેહેરાવી છે. અને આ માળાથી હું હમેશાં એ વીશ ગુણને યાદ કર્યા કરૂં છું.

શિક્ષક—છોકરાઓ, આ ગુણધરની જેમ તમે બધા એવા વીશ ગુણ મેળવજો અને આવી વીશ પારાની માળા તમારા ગળામાં ધારણ કરજો.

---

## સારબોધ.

શ્રાવકના દરેક છોકરાએ ગુણધરની જેમ તે વીશ ગુણ ધારણ કરવા જોઇએ, અને આર્હતદાસની જેમ દરેક માબાપે પોતાના છોકરાને તેવી રીતે યુક્તિથી સુધારવા જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ગુણધર કેવો છોકરો હતો ?
૨ આર્હતદાસ કેવો શ્રાવક હતો ?
૩ ગુણધરને સુધારવા આર્હતદાસે કેવી યુક્તિ કરી હતી ?
૪ વીશ પારાની માળા કેવી રીતે થઇ હતી ?
૫ તે વીશ ગુણ કયા કયા હતા ?
૬ શિક્ષકે ગુણધરનો દાખલો લઇ બીજાઓને કેવો બોધ આપ્યો હતો ?

---

# પાઠ ૪૮ મો.

---

## વિનય.

શ્રાવકના દરેક છોકરાએ વિનયગુણ રાખવો જોઇએ. જૈનશાસ્ત્રમાં ધર્મનું મૂળ વિનય કહેલો છે. જેનામાં વિનયગુણ છે, તે ધર્મનો પૂર્ણ અધિકારી થઇ શકે છે. વિનય વિના ધર્મજ નથી.

વિનય રાખવાથી ધર્મ વધતો જાય છે અને વિનય છોડવાથી ધર્મ ઘટતો જાય છે. જેનામાં વિનય હોય છે, તે માણસમાં આચાર પણ સારો હોય છે. પોતાના સગા, સ્નેહી, મિત્ર અને વડિલોની સાથે કેમ વર્ત્તવું જોઇએ ? જેઓ આપણાથી મોટેરા છે અને જેઓ આપણાથી નાનેરા છે, તેમની સાથે કેવી યોગ્યતા રાખવી જોઇએ? એ બધો વિચાર વિનય રાખવાથી થઇ શકે છે. વિનય રાખવા ઉપર **નયચંદ્ર** નામના એક શ્રાવકનો દાખલો ધડો લેવા યોગ્ય છે.

શ્રીકાંત નગરમાં **સોમચંદ્ર** નામે એક શ્રાવક હતો, તેને માધવ કેશવ અને નયચંદ્ર નામે ત્રણ દીકરા હતા. સૌથી મોટો માધવ ઘણો ધર્મી હતો. કેશવ વિદ્વાન હતો અને નયચંદ્ર વિનયી હતો. માધવને ધર્મનું જ્ઞાન સારૂં હતું, પરંતુ તેનામાં વિનય ન હતો. કેશવ વિદ્વાન હતો પણ તેનામાં ધર્મ અને વિનય ન હતા અને નયચંદ્ર વિદ્વાન ન હતો પણ તેનામાં ધર્મ અને વિનય હતા. તેમાં પણ વિનય ગુણ વધારે હતો.

એક વખતે ત્યાંના રાજા દીપસિંહને જળંદરનો રોગ થયો. તેવામાં કોઇ નિમિત્તિઓ આવી ચડયો, તેણે રાજાને કહ્યું કે, તમારા ગામમાં જે વિનયી હોય તેની પુજા કરો તો આ રોગ મટી જાય આથી રાજાએ નગરના ગુણી લોકોનાં નામ પુછી પુછીને બધાને બોલાવા માંડયા. બધાનો મેળાવડો કરી કહ્યું કે, જેનામાં વિનયગુણ હોય, તે બેઠા થઇ આવો. તે સાંભળી ઘણા લોકો રાજાના માનની ઇચ્છાથી બેઠા થયા. એટલે રાજા મુંઝાયો, પછી તે નિમિત્તિયાએ પોતાની વિદ્યાના પ્રભાવથી એક પુલ મુકયું અને કહ્યું કે, જેનામાં વિનય ગુણ હશે, તે માણસ જો આ ફુલને અડકશે તો તે ખીલતું રહેશે અને બીજા અડકશે તો તે ફુલ કર-

માંઈ જશે. પછી બધા માણસો અડકતાં તે ફુલ કરમાઈ ગયું અને જ્યારે નયચંદ્ર તેને અડક્યો એટલે તે ફુલ ખીલતું રહ્યું. તે જોઈ બધા આશ્ચર્ય પામી ગયા. તેના મોટા ભાઈ માધવ અને કેશવ પણ શરમાઈ ગયા પછી રાજાએ નયચંદ્રની મોટા ઠાઠથી પુજા કરી અને તેનો જલંદરનો રોગ મટી ગયો.



## સારબોધ.

દરેક શ્રાવકે વિનયગુણ રાખવો જોઇએ. વિનયથી નયચંદ્રની જેમ મોટું માન મળે છે.



## સારાંશ પ્રશ્નો

૧ ધર્મનું મૂળ શું છે ?
૨ ધર્મનો પૂર્ણ અધિકારી કોણ થઇ શકે ?
૩ કેવા માણસમાં આચાર હોય છે ?
૪ નયચંદ્ર કેવો હતો ?
૫ તેના બે ભાઇઓ કેવા હતા ?
૬ રાજાએ નયચંદ્રની પુજા શા માટે કરી હતી ?



# પાઠ ૪૯ મો.



## આભાર.

એક વખતે જૈનશાળાના અભ્યાસીઓએ પોતાના ગુરૂને વિનંતિ કરી કે, સાહેબ ! આજે અમોને કોઇ દિવસ ન ભુલાય તેવી કોઇ નવી બાબત શીખવો. છોકરાઓની તે વાત સાંભળી ગુરૂ ખુશી થઇ ગયા અને તેમણે આ પ્રમાણે કહ્યું, છોકરાઓ તમે શીખેલા ગણુ સારો રાખો.

## આચાર, ભાવ, રમુજ.

છોકરાઓએ તે ત્રણ શબ્દ લખ્યા. પછી ગુરૂએ પુછયું, એ ત્રણ શબ્દનો અર્થ કહો.

પેહેલો છોકરો બોલ્યો—આચાર એટલે પોતાના દેશની અને કુળની ચાલી આવેલી સારી રીત.

બીજો છોકરો બોલ્યો—ભાવ એટલે મનની સારી ભાવના.

ત્રીજો છોકરો બોલ્યો—રમુજ એટલે ખુશી—મજાહ.

ગુરૂ બોલ્યા—છોકરાઓ ! એ ત્રણ શબ્દોમાંથી એક એક પહેલા અક્ષરો લઇને એક શબ્દ બનાવો.

આચારનો પહેલો અક્ષર આ, ભાવનો પહેલો અક્ષર ભા અને રમુજનો પહેલો અક્ષર ર એ બધાનો આભાર શબ્દ થયો.

ગુરૂ બોલ્યા—છોકરાઓ! હવે તમે એ શબ્દનો અર્થ સમજશો. આભાર માનવો એ મોટામાં મોટો ગુણ છે. જે માણસમાં બીજાનો આભાર માનવાનો ગુણ છે, તે માણસની અંદર આચાર, ભાવ અને રમુજ—એ ત્રણે ગુણ આવે છે. જેનામાં સારો આચાર હોય, સારો ભાવ હોય, અને રમુજી સ્વભાવ હોય, તે માણસ બીજાનો આભાર માની શકે છે. છોકરાઓ ! તમે હમેશાં બીજાનો આભાર માનજો. કોઇ પણ માણસે આપણો કાંઇ પણ ઉપકાર કરેલો હોય, તેનો હૃદયથી આપણે આભાર માનવો જોઇએ. જે માણસમાં આભાર માનવાનો ગુણ નથી, તે માણસ બેકદર કહેવાય છે. તેવા નફ્ફટ માણસને કોઇ ફરીવાર મદદ આપતું નથી. બીજાઓનો આભાર તો કદિ કોઇ પ્રસંગે મનાય છે, પણ જે તમારા ખરેખરા હમેશના ઉપકારી છે, તેમનો તો તમારે જાવજીવ સુધી આભાર માનવાનો છે. માણસને

પોતાની જીંદગીમાં ખરેખર ત્રણ ઉપકાર કરનારાં છે. પહેલાં ઉપકારી માબાપ, બીજા ઉપકારી ધર્મગુરૂ, અને ત્રીજા ઉપકારી વિદ્યાગુરૂ—એ ત્રણેના તમે જીવો ત્યાં સુધી આભારી છો. તે ઉપર એક વાર્તા છે, તે સાંભળો. હેમચંદ્ર નામનો એક ગ્રહસ્થ હમેશાં યક્ષની પુજા કરતો હતો. એક વખતે યક્ષે પ્રસન્ન થઇને કહ્યું કે, તું વરદાન માગ. ત્યારે હેમચંદ્રે બે હાથ જોડીને કહ્યું કે, જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો, તમે મને આભાર માનવાનો ગુણ આપો. આથી યક્ષે વધારે ખુશી થઇને તેને તે ગુણ ઉપરાંત બીજો કેટલોએક વૈભવ આપ્યો. છોકરાઓ ! આ દાખલો મનમાં લઇને હમેશાં આભાર ગુણ રાખતાં શીખજો. કોઇએ ઉપકાર કર્યો હોય, તેને કદિ પણ વિસરવો ન જોઇએ.

ગુરૂનાં આ વચન સાંભળી છોકરાઓ ખુશી થઇ ગયા, અને ત્યારથી તેઓ સર્વેનો આભાર માનવાનો મોટો ગુણ શીખી ગયા. અને તે આભાર ગુણનો બોધ આપનારા ગુરૂનો પણ તેમણે આભાર માન્યો.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ ઉપકાર કરનારનો આભાર માનવાનો ઉંચો ગુણ ધારણ કરવો જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ છોકરાઓએ પોતાના ગુરૂને કેવી વિનંતિ કરી હતી ?
૨ ગુરૂએ કયા ત્રણ શબ્દો લખાવ્યા હતા ?
૩ તે લખાવેલા શબ્દોનો અર્થ કહો.

૪ એ ત્રણ શબ્દોના પેહેલા અક્ષરોથી કયો શબ્દ બન્યોછે ?
૫ ગુરૂએ આભાર શબ્દને માટે શું કહ્યું હતું ?
૬ હમેશાં ઉપકારી કોણ કોણ છે ?
૭ ક્ષેમચંદ્રને અને યક્ષની શી વાત છે ?



## પાઠ ૫૦ મો.

---

### શ્રાવક કેવો હોય ?

છપ્પો.

શ્રાવકનો [1]સુત કદિ અનીતિ જરા ન ધરશે,
રાખી સાચમાં ટેક જૂઠને દૂરજ કરશે,
સ્હાય કરી [2]નિજ ધર્મબંધુનાં દુઃખજ હરશે,
પ્રેમે ઉરઉપકાર કરી નિજ મનમાં ઠરશે,
એવા શ્રાવક રત્નથી સંઘ તણી શોભા વધે,
ધર્મ અને યશ તેહના પ્રસરે આ જગમાં બધે. ૧



## પાઠ ૫૧ મો.

---

### નઠારા શ્રાવક વિષે.

છપ્પો.

જે બોલે મુખ જુઠ કરે જે કામ નઠારાં,
[1]પરધન ને [2]પરનાર હરે જે બની ઠગારા;

---

૧ પુત્ર. ૨ પોતાના સાધર્મી ભાઇઓના.

૧ પારકો પૈસો. ૨ પારકી સ્ત્રી.

લોભ થકી લલચાઈ કરે ³ધન ⁴ધામ આધાર,
⁵લોભ મરીને હઠે ચડાવે આપ કુમાર.
તેને શ્રાવક નહિ જાણવા, ⁶અધમ થયા અવતારમાં;
શ્રાવક કુળ ⁷અંગાર તે બુડયા આ સંસારમાં. ૧

---

# પાઠ ૫૨ મો.

## ઉદ્યોગ.

સોમપુર નગરમાં સુરચંદ્ર નામે એક શ્રાવક હતો. તે હમેશાં આળસુ રહેતો હતો. આથી કરીને તે ઘણો દુઃખી થતો હતો. આટલું છતાં તે પોતાનો દોષ જાણતો નહતો. એક વખતે કોઈ વિદ્વાન્ માણસ સોમપુરમાં આવ્યો. લોકો તેનાં વખાણ સાંભળી તે વિદ્વાન્‌ની પાસે જવા લાગ્યા. કોઈ ધર્મના, કોઈ તત્વના, કોઈ નીતિના અને કોઈ કળાના સવાલો તે વિદ્વાન્‌ને પુછતાં ઘણો સંતોષ પામી પાછા આવતા હતા. આથી કરીને તે પંડિતનાં વખાણ ગામમાં વધારે થવા લાગ્યાં. સુરચંદ્રે તે વખાણ સાંભળી વિચાર્યું કે, હું પણ તે પંડિતની પાસે જઈશ, અને મારા દુઃખની વાત કરૂં, જેથી મારૂં પણ દુઃખ મટી જાય. આવું ધારી સુરચંદ્ર તે પંડિતની પાસે આવ્યો. સલામ કરી તેની નજીક બેઠો. પંડિતે પુછ્યું તમે કેમ આવ્યા છો ? સુરચંદ્ર બોલ્યો—પંડિતજી ! હું બહુ દુઃખી છું. મને કાંઈ પણ પૈસો મળતો નથી. તે વિના હું દુઃખી થાઉં છું. પંડિત બોલ્યો—તમે શું કામ કરો છો ? સુરચંદ્રે કહ્યું, હું કાંઈ કામ કરતો નથી.

---

૩ પૈસો. ૪ ઘર. ૫ મોધાર—ઘણું. ૬ હલકા ૭ શ્રાવકના કુળમાં અંગાર જેવા.

પંડિત—કાંઈ કામ ધંધો કર્યા વગર શી રીતે પૈસો મળે ?

સુરચંદ—કામ શું કરવું ? અને કેવી રીતે કરવું ? તે ઉપાય બતાવો.

પંડિત—તમારા શરીરમાં એક રોગ છે, તે રોગ મટાડ્યા સિવાય, તમારાથી કાંઈ પણ કામ થઇ શકશે નહીં.

સુરચંદ—પંડિતજી ! મારા શરીરમાં કાંઇપણ રોગ દેખાતો નથી. મને ખાવા પીવાનું ભાવે છે, ઉંઘ બહુ આવે છે, અને પડી રહેવાનું મન થાય છે.

પંડિત—તમારા શરીરમાં એવી જાતનો રોગ છે કે, તે રોગથી ખાઇ પી શકાય, પણ કામ થઇ શકે નહીં; અને પડી રહેવાનું મન થાય.

સુરચંદ—પંડિતજી ! એ રોગનું નામ શું ? અને કેવા ઉપાયથી મટી જાય ? તે મને કૃપા કરી કહો.

પંડિત—તે રોગનું નામ આળસ છે. તે રોગ માણસને પાયમાલ કરી નાખે છે. તેનો ઉપાય એકજ છે. જે કરવાથી તે રોગ મુળમાંથી નાશ પામી જાય છે.

સુરચંદ—પંડિતજી ! તે રોગનો ઉપાય મને બતાવશો તો મોટો ઉપકાર થશે.

પંડિત—તે આળસરૂપ રોગને નાશ કરવાનો ઉપાય ઉદ્યોગ છે. ઉદ્યોગથી આળસ નાશ પામી જાય છે. ઉદ્યોગ એ પુરૂષનો ખરેખરો ખોરાક છે. ઉદ્યોગી માણસ કદિપણ દુઃખી થતો નથી. ઉદ્યોગી માણસનું શરીર હમેશાં તંદુરસ્ત રહે છે. દરેક માણસે ઉદ્યોગ કરવો જોઇએ. જે માણસ ઉદ્યોગમાં ખંતી છે. તેની આગળ પૈસો હાસ્ર થઇને રહે છે.

પંડિતનાં આ વચન સાંભળી સુરચંદ્રે તે વાત માન્ય કરી, અને ત્યારથી તે હમેશાં ઉદ્યોગ કરવા લાગ્યો. ઉદ્યોગ કરવાથી તેના શરીરમાંથી આળસ દૂર થઇ ગઇ, અને અંતે તે ઘણોજ સુખી થયો.

---

## સારબોધ.

હમેશાં આપણે ઉદ્યોગી થવું જોઇએ. ઉદ્યોગી થવાથી સુરચંદની જેમ આળસ નાશ પામી જાય છે અને અંતે સુખી થવાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ સુરચંદ કેવો હતો ?
૨ તેને કેવા પંડિતનો જોગ થયો હતો ?
૩ સુરચંદ્રના શરીરમાં શેનો રોગ હતો ?
૪ તે રોગને નાશ કરવાનો પંડિતે કયો ઉપાય બતાવ્યો હતો?
૫ સુરચંદ્ર કયો ઉપાય કરવાથી સુખી થયો હતો ?

---

# પાઠ ૫૩ મો.

---

## ભણવાથી થતા લાભ.

માણસની જીંદગીના ચાર ભાગ પાડવામાં આવે છે. પહેલા ભાગમાં વિદ્યા ભણાય છે, બીજા ભાગમાં પૈસો કમાવાય છે. ત્રીજા ભાગમાં કીર્તિ મેળવાય છે અને ચોથા ભાગમાં ધર્મ થાય છે. જો કે ધર્મ સાધવાને માટે તો બધા ભાગ કહેલા છે, તથાપિ ચોથા ભાગમાં તો તે અવશ્ય સાધવાની જરૂર છે. પહેલા ભાગમાં વિદ્યા

ભણીને જો જીંદગીનો પેહેલો ભાગ સુધારવામાં આવે, તો પછી બીજા ત્રણ ભાગ સ્હેલાઇથી સુધારી શકાય છે. કારણ કે, વિદ્યાની ઉપર બધાનો આધાર છે. તેથી દરેક શ્રાવકના છોકરાએ પેહેલી વયમાં ભણવાની જરૂર છે. જે છોકરો અભણ રહે છે, તેની જીંદગી નકામી ગણાય છે. ભણતર વિના માણસ જીવતાં મુઆ જેવું છે. તેમજ તે છતી આંખે આંધળો ગણાય છે. ભણવાથી બધી જાતનાં સુખ મેળવી શકાય છે. જેનામાં વિદ્યા છે, તે માણસની ઉંચી કિંમત અંકાય છે. કદિ એક મોટા દેશનો રાજા હોય, તે પણ પોતાના દેશમાંજ પૂજાય છે. અને વિદ્વાન્ માણુસ બધે ઠેકાણે પૂજાય છે; તે ઉપર અભયસિંહ અને રવિદત્તની એક વાર્તા જાણુવા જેવી છે.



## પાઠ ૫૪ મો.

### અભયસિંહ અને રવિદત્ત.

રૂચિરા નગરીમાં અભયસિંહ નામે રાજા હતો. તે રાજા દયાળુ, પરોપકારી અને સંગિત વિદ્યાનો શોખી હતો. ઘણા ગવૈયાઓ આવી આવી તેની પાસેથી ઇનામો લઇ જતા હતા. કોઇ કોઈવાર તે રાજા બીજાનો ઉપકાર કરવામાં આગળ પડતો હતો. જેવો તેને ગાયન વિદ્યા ઉપર શોખ હતો, તેવો બીજી વિદ્યા ઉપર શોખ ન હતો. અને વિદ્વાન્ કરતાં પોતે ઘણો મોટો છે, એવું તે માનતો હતો. એક વખતે અભયસિંહ સભા ભરી બેઠો હતો, જાત જાતનાં ગાયનો થઇ રહ્યાં હતાં, તે વખતે રવિદત્ત નામે કોઇ એક પંડિત ત્યાં આવી ચડ્યો. પંડિત રાજાને ઘટે તેવા શબ્દો કહીને ઉભો ર-

યો. તે વખતે છડીદારે આવી રાજાને જાહેર કર્યું કે, આ પંડિતને સભામાં ક્યાં બેસાડવા છે ? રાજાએ કહ્યું કે, તેને આપણા ગવૈયાની પાછળ બેસાડી દે. છડીદારે પંડિતને પછવાડે બેસાર્યો તે વખતે પંડિતના મનમાં ઘણુંજ ખોટું લાગ્યું. પંડિત રીસ કરીને ઉઠી ત્યાંથી ચાલ્યો ગયો.

તે પછી ઘણો સમય થયા પછી એક વખતે રાજા અભયસિંહ ઘોડા ઉપર બેસી બાહેર ફરવા નીકળ્યો. ઘોડો તોફાની હતો, તે સમકીને નાશી ગયો. તે કુચિરાનગરીથી સો કોશ આગળ ચાલ્યો ગયો. ત્યાં જતાં રાજાને રસ્તામાં આવેલા કોઇ શેહેર પાસે પાડીને ઘોડો જંગલમાં ચાલ્યો ગયો. રાજા એકલો રહ્યો. કોઇએ તેને રાજા કરીકે જાણ્યો નહીં, અને પરદેશમાં કોઇએ તેને ખાવાપીવાનું પણ આપ્યું નહીં. તેથી તે દુઃખી થયો. આ વખતે પેલો રવિદત્ત પંડિત પાલખીમાં બેસીને નીકળ્યો. તેણે રાજાને ત્યાં જોયો. તરત ઓળખી લીધો. પંડિત તેની પાસે આવ્યો, અને તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

પંડિત—કેમ આપ અભયસિંહ રાજા તો નહિ ?

અભયસિંહ—હા, હું કુચિરા નગરીનો રાજા છું. તોફાની ઘોડો મને અહિં લેઈ આવ્યો છે. મારે મારા દેશમાં જવું છે. હું ભુખ્યો થયો છું. માટે મેહેરબાની કરી મને મદદ આપો.

પંડિત—તમે મને ઓળખો છો ?

અભયસિંહ—ના. હું ઓળખતો નથી. તમે કોણ છો ?

પંડિત—આપે મને સભામાં ગવૈયાઓની પછવાડે બેસાર્યો હતો, તે હું રવિદત્ત પંડિત છું.

અભયસિંહ—હા, હવે તમને ઓળખ્યા. તમારે આવી ક્-દુરસ્થે ક્યાંથી ?

પંડિત—આ વીરપુર નગરના રાજા વિદ્વાનોને બહુ માન આ-પે છે. તેની સાથે મારી મુલાકાત થતાં તેઓ મારી ઉપર ખુશી થઇ ગયા, અને મને આવી મોટી સમૃદ્ધિ બક્ષીસ આપી.

પછી પંડિત તે અભયસિંહને માનપૂર્વક પોતાને ઘેર લઇ ગયો, અને તેને ખાનપાન કરાવી વીરપુર નગરના રાજાને મેળવી ગાડી ઘોડા સાથે રૂચિરા નગરીમાં મોકલાવી દીધો.

અભયસિંહને ઘણો પસ્તાવો થયો, અને તેના મનમાં ખાત્રી થઇ કે, "રાજા પોતાના દેશમાં પૂજાય છે, અને વિદ્વાન્ બધે ઠેકાણે પૂજાય છે; માટે હવેથી દરેક વિદ્વાનોને માન આપવું.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ વિદ્યા મેળવવી જોઇએ. રાજા પોતાના દેશમાં પૂજાય છે. અને વિદ્વાન્ બધે ઠેકાણે પૂજાય છે તે ઉપર અભયસિંહ અને રવિદત્ત પંડિતનો દાખલો હમેશાં યાદ રાખવો.



## સારાંશ પ્રશ્નો.

૧ અભયસિંહ કેવો રાજા હતો ?

૨ અભયસિંહે રવિદત્તને કેવું માન આપ્યું હતું ?

૩ અભયસિંહે રવિદત્તને કેવી સ્થિતિમાં અને કયાં જોયો હતો ?

૪ રવિદત્તને પાલખીનું માન શાથી મળ્યું હતું ?

૫ રવિદત્તે અભયસિંહનો શો ઉપકાર કર્યો હતો ?

૬ અભયસિંહે છેવટે શો વિચાર કર્યો હતો ?



# પાઠ ૫૫ મો.

---

## ખંત.

મોહને પોતાના બાપા હરિશ્ચંદ્રને પુછયું કે, બાપા! અમારા શિક્ષક અમને હમેશાં પુછયા કરે છે કે તમારાથી આટલો પાઠ થઇ શકશે કે નહિ? તમે હમેશાં આટલું લખી શકશો કે નહિ? તમારાથી વેહેલા ઊઠી શકાશે કે નહિ? તમે આ મોટી ચોપડી વાંચી શકશો કે નહિ? તમે પરીક્ષા આપી શકશો કે નહિ? તમે ઉપવાસ કરી શકશો કે નહિ? તમારાથી દેરે તથા ઉપાશ્રયે પોહોંચી શકાશે કે નહિ? અને તમે બધાં કામ કરી શકશો કે નહિ? એ બધાના ઉત્તર અમે આપી શકતા નથી. તેમજ તે કરવાની હિંમત પણ લાવી શકતા નથી. કહો, બાપા! હવે અમારે શું કરવું?

હરિશ્ચંદ્ર—બેટા મોહન! તે બધાં કામ સહેલાઇથી થઇ શકે તેનો એક ઉપાય છે. જો તમે તે ઉપાય કરશો, તો પછી તમો તમારા માસ્તરને હિંમતથી કહી શકશો કે, સાહેબ! અમે બધાં કામ કરી શકીશું.

મોહન—બાપા! એ ઉપાય બતાવો.

હરિશ્ચંદ્ર—તે ઉપાય ખંત છે. જો દરેક કામ કરવામાં ખંત રાખવામાં આવે તો, તે કામ સહેલાઇથી કરી શકાય છે. ખંત રાખવી, એ પણ મોટો ગુણ છે. ગમે તેવું મોટું કામ જો તમે ખંતથી કરશો તો, તે કામ તમારી આગળ ટકી શકશે નહીં. ખંત રાખવાથી મોટાં મોટાં કામ થયેલાં છે. આકાશના તારાઓની તથા

દરીયાની શોધો, અને પર્વત તથા પૃથ્વીના પદાર્થોની વાતો, એ બધાં કામ કરી શકાય છે. આપણા જૈન વિદ્વાનોએ ખંતથી લાખો પુસ્તકો લખેલાં છે; માટે તમે ખંત રાખીને દરેક કામ કરજો. પોતાના બાપનાં વચન સાંભળી મોહન ખુશી થઇ ગયો, અને તે બોલ્યો કે, બાપા ! આ ઉપાય હું કોઇને કહીશ નહીં.

હરિચંદ્ર—બેટા મોહન ! આવો સાંકડો વિચાર કદિપણ લાવીશ નહીં. આ ઉપાય બીજા બધા છોકરાઓને કહેજે જેથી બીજાને પણ લાભ થાય. જેનાથી બીજાને લાભ થતો હોય, તે વાત છુપી રાખવી ન જોઇએ. જે માણસ પોતાનું સારૂં કરે, અને બીજાનું સારૂં કરે નહીં તે માણસ એકલપેટો કહેવાય છે.

મોહન—બાપા ! હવેથી હું એકલપેટો નહિ થાઉં. આ ખંત રાખવાનો ઉપાય બધાને બતાવીશ. પછી મોહને દરેક કામ ખંતથી કરવા માંડયાં, જેમાં તે ફત્તેહમંદ થયો હતો.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ ખંત રાખવી જોઇએ. તેમજ એકલપેટાપણું ન રાખવું જોઇએ. મોહન પોતાના બાપ પાસેથી ખંત રાખતાં શીખ્યો, તેથી તે બધાં કામમાં ફત્તેહમંદ થયો હતો.



## સારાંશ પ્રશ્નો

૧ મોહને તેના બાપા હરિચંદ્રને શું પુછયું હતું ?

૨ તેના શિક્ષકે છોકરાઓને શું કહ્યું હતું ?

૩ દરેક કામ પાર પાડવાને હરિચંદ્રે મોહનને કયો ગુણ બતાવ્યો હતો ?

૪ મંત્ર સાંભળવાથી શું શું કામ થઈ શકે છે?

૫ મંત્ર સાંભળવાથી કેવાં કેવાં કામ થયાં છે?

૬ એકલગંડા ન થવાને માટે હરિચંદ્રે મોહનને શું કહ્યું હતું?

૭ મોહને છેવટે તેના બાપને શું કહ્યું હતું?

## પાઠ ૫૬ મો.

### સાધર્મિ વાત્સલ્ય વિષે.

હરિગીત.

જેથી મળે સઘળાં સુખો શ્રાવકતણા સંસારમાં,
જેથી મળે ઉદ્યોગનાં સાધન બધા વેહેવારમાં;
એવા ઉપાયો [1]યોજવા જ્યાં ખંત ખુબ ખરાય છે,
વાત્સલ્ય તે સાધર્મિનું જગમાં ખરૂં વખણાય છે. ૧

સ્થાપી ભલાં વિદ્યા [2]ગૃહો ત્યાં ખાનપાન અપાય છે;
વિદ્વાન વિદ્યાદાનથી જ્યાં જૈન બાળક થાય છે;
શ્રીમંત જનની ભાવથી જે નિત્ય તેમાં સ્હાય છે,
વાત્સલ્ય તે સાધર્મિનું જગમાં ખરૂં વખણાય છે. ૨

સ્થાપી સુધારક મંડળો પુરગામ જન સુધરાય છે,
[3]હાનિ ઘણી કરનાર જે [4]કુરીવાજ દૂર કરાય છે;
ઉદ્યોત કરવા ધર્મનો ધન ખંતથી ખરચાય છે,
વાત્સલ્ય તે સાધર્મિનું જગમાં ખરૂં વખણાય છે. ૩

૧ કરવા. ૨ જૈનબોર્ડિંગ. ૩ નુકશાન કરનાર. ૪ નઠારા રીવાજ.

કરિ જો નિરાશ્રિત ફંડ મોટું ⁵દીન જન ઊદ્ધારવા,
આગળ પડી આનંદ ધરતા જૈનબંધુ તારવા;
ખાંતે કરી જો જૈન ⁶કન્યાબોધ નિત્ય અપાય છે,
વાત્સલ્ય તે સાધર્મિનું જગમાં ખરૂં વખણાય છે. ૪



## પાઠ ૫૭ મો.

### અધુરાં કામ કરવાં નહિ.

દેવજી કરીને એક શ્રાવક હતો. તે સારા સ્વભાવનો અને ઊદ્યાગી હતો. પણ તેનામાં અધુરાં કામ કરવાની નઠારી ટેવ હતી. તેને કાંઇપણ કામ બતાવ્યું હોય તો, તે અધુરૂં રાખતો, અને નજીવાં કામને લંબાવતો હતો. શિક્ષક તેને ચાર લીંટીની કવિતા કે કોઇ પાઠ પૂરો વાંચવા આપે, ત્યારે તે બે લીટી કવિતા કરતો અને પાઠ અડધો કરતો હતો. તેનાં માબાપ કે કોઈ વડિલ તેને બહારનું અથવા ઘરની અંદરનું કામ બતાવે ત્યારે તે કરવા જતો, પણ અધુરૂં મુકી પાછો આવતો હતો. આવી નઠારી ટેવથી તેનાં માબાપને તથા તેના શિક્ષકને તેની ઉપર ઘણો કંટાળો આવતો હતો. આવી કુટેવથી તે બરાબર સારો અભ્યાસ કરી શક્યો નહિ. જ્યારે તે લાયક ઉમ્મરનો થયો, એટલે તેના બાપે તેને કોઇ વેપારીની દુકાને બેસાર્યો. તે વેપારી નાતાવાળો હતો એટલે તેને માંડ માંડ નભાવતો હતો. એક વખતે કોઇ બાહેરનો વેપારી તે દુકાનમાં નામું સમજવાને આવ્યો. તેના નામામાં

---

⁵ ગરીબ લોકોનો ઉદ્ધાર કરવા. ⁶ જૈન સ્ત્રી કેળવણી.

મોટો ગોટાળો નીકળ્યો. અધુરાં કામ કરનારા દેવજીએ દરેક નામાની રકમો અધુરી માંડેલી, અને શેઠે તેના ઉપર વિશ્વાસ મુકેલો આથી પેલા બાહેરના વેપારીને મોટો વહેમ રહ્યો, અને તે વાત બધે જાહેર કરી, એટલે બીજા લેણાદેણાવાળા લોકોના મનમાં અવિશ્વાસ આવી ગયો. બધાના નામામાં પણ ગોટાળો નીકળ્યો; તેથી તે શેઠની પેઢી ભાંગી પડવાનો વખત આવ્યો. પછી તેણે દેવજીની ઉપર તે બધા ગુન્હાઓ મુક્યા; એથી દેવજીને જેલમાં જવાનો વખત આવ્યો. આ દેવજીનો દાખલો બરાબર સમજીને કોઇએ અધુરાં કામ કરવાની ટેવ રાખવી ન જોઇએ. ગમે તે કામ કરવાનું હોય, તેમાં સારી રીતે ધ્યાન આપવું, અને તે પૂરેપૂરૂં કરવું.

---

## સારબોધ.

કોઇ પણ છોકરાએ અધુરાં કામ કરવાની કુટેવ રાખવી ન જોઇએ. અધુરાં કામ કરવાની કુટેવ રાખવાથી દેવજી દુઃખી થયો હતો, અને તેને નોકર રાખનાર શેઠને દીવાળું કાઢવાનો પ્રસંગ આવ્યો હતો.

---

## સારાંશ પ્રશ્નો.

૧ દેવજીમાં કયો અવગુણ હતો ?

૨ દેવજીના તે અવગુણથી કોને નુકશાન થયું હતું ?

૩ અધુરાં કામ કરવાની ટેવથી શું થાય છે ?

---

# પાઠ ૫૮ મો.

---

## ભલાઇ.

દેવચંદ્ર કરીને એક શેઠ હતો. તે શ્રાવકનો ધર્મ પાળતો હતો. તેના ઘરની સ્થિતિ સારી હતી. તે બીજાં બધાં કામ કરી શકતો, પણ તેનાથી કોઇ જાતનાં વ્રત પચ્ચખાણ થતાં નહોતાં. કોઇ પણ જાતનો ધર્મનો નિયમ તેનાથી પળી શકાતો નહીં. ફક્ત એકાશણું કરવું હોય તોપણ, તેનાથી બનતું નહિ. ક્રિયામાં પણ કોઇ ધર્મની ક્રિયા કરી શકતો નહતો. એક સામાયિક લેવામાં પણ તેને બહુ મુશ્કેલી પડતી હતી.

એક વખતે તે ઉપાશ્રયે ગુરૂનાં દર્શન કરવાને ગયો. ગુરૂને વંદના કરી આગળ બેઠો. એટલે ગુરૂએ પુછયું કે, શેઠજી ! કેમ ચિંતામાં દેખાઓ છો ? દેવચંદ્ર બોલ્યો, મહારાજ ! મારાથી તન મનવડે કાંઇ પણ ધર્મનું કામ થઇ શકતું નથી, એથી મને ચિંતા રહ્યા કરે છે. મારો આ મનુષ્યનો જન્મ નકામો ચાલ્યો જાય છે. વેપાર રોજગારમાં સારો લાભ છે, પણ ધર્મનો લાભ મારાથી મેળવી શકાતો નથી. કોઇ નિયમનું કામ હું જરા પણ કરી શકતો નથી. મારા શરીરની એવી સ્થિતિ છે કે મારાથી એકાશણું પણ થઇ શકતું નથી. હમેશાં નિયમથી જિનપૂજા, સામાયિક કે બીજી કાંઇ ધર્મની ક્રિયા મારાથી બની શકતી નથી. મારી આગળ શી ગતિ થશે ? તેની મને અત્યારે ચિંતા થાય છે.

ગુરૂ બોલ્યા—શેઠજી ! ચિંતા કરો નહિ. કર્મની ગતિ એવી છે. અશુભ કર્મના બળથી માણસ બધી જાતની જોગવાઇ છતાં કાંઇપણ

કરી શકતો નથી. તમારાથી જો કાંઇ ન બને તેવું હોય તો, હમેશાં ભલાઇનો ગુણ રાખજો. એ ગુણ સર્વથી મોટો છે. જેનામાં ભલાઇ હોય છે, તે માણસ ઘણું પુણ્ય મેળવી શકે છે. આપણાં માબાપ, ભાઇ, બેન, સગાં, સ્નેહી, મિત્ર અને સાધર્મી ભાઇ દુઃખી હોય તો, તેને સર્વ જાતની મદદ કરજો. જેઓ અપંગ અને અનાથ છે, તેમની સંભાળ લેજો. કોઈનું ભલું થતું હોય તો તેમાં તન, મન અને ધનથી ભાગ લેજો. જે કોઇ નઠારું કામ બતાવે, તેમાં જો બીજાનું ભલું થતુ હોય તો, તે કામ ખંતથી કરજો. આ ભલાઇ-નો ગુણ રાખશો, તો પછી તમારે બીજું કર્ત્તવ્ય બાકી રહેશે નહિ. તે ભલાઇના ગુણથી તમારૂં હૃદય ચોખ્ખું થશે, એટલે પછી ધર્મનાં બીજાં કામ તમારાથી નિયમિત રીતે બની શકશે.

ગુરૂનાં આવાં વચન સાંભળી દેવચંદ્ર શેઠ ખુશી થઈ ગયો. ત્યારપછી તે લોકોનું ભલું કરવામાં આગેલ થયો. જેથી તેણે છેવટે ધર્મનાં બધાં કાર્યમાં તત્પર થઇ પોતાના જીવિતને સુધારી લીધું.

---

## સારબોધ.

આજકાલ દરેક છોકરાએ નાનપણથી ભલાઇનો ગુણ રાખવો જોઇએ. ભલાઇના ગુણથી દેવચંદ્ર શેઠની જેમ પોતાનું જીવિત સુધારી શકાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ દેવચંદ્ર શેઠ કેવો હતો ?

૨ તેનામાં

૩ ગુરૂની આગળ તે શામાટે ચિંતાતુર થયો હતો ?

૪ ગુરૂએ તેને શું બતાવ્યું હતું ?

૫ ભલાઇ એટલે શું ?

૬ દેવચંદ્રે પોતાનું જીવિત શીરીતે સુધાર્યું હતું ?

---

## પાઠ ૫૯ મો.

---

### નિત્યકર્મની નોંધપોથી.

શિક્ષક—આ તારા હાથમાં શું છે ?

વાડીલાલ–સાહેબ! એ મારા હાથમાં નિત્યકાર્યની નોંધપોથી છે.

શિક્ષક—તેમાં શું લખેલું છે ?

વાડીલાલ—સાહેબ! તેમાં હું હંમેશના કામની નોંધ કરૂં છું

શિક્ષક—વાડીલાલ! તું હંમેશાં શું શું કામ કરે છે ?

વાડીલાલ—સાહેબ! મેં દિવસના કામ કરવાના જુદા જુદા ભાગ પાડયા છે.

શિક્ષક—વાડીલાલ! તે કેવી રીતે ભાગ પાડયા છે? તે કહે.

વાડીલાલ—સાહેબ! સવારે પાંચ વાગે ઉઠીને હું સામાયિક કરૂં છું, પછી દેહેરે જાઉં છું, ત્યાં ન્હાઇ ભગવાનની પૂજા કરૂં છું. તે પછી સાત વાગે ઘેર આવીને બે કલાક પાઠશાળાનો અભ્યાસ કરૂં છું, પછી માબાપની સેવા કરૂં છું. પછી દશ વાગે જમીને પાઠશાળામાં જાઉં છું ત્યાં ત્રણ કલાક વ્યવહારનું અને બે કલાક ધર્મ તથા નીતિનું જ્ઞાન મેળવું છું. પછી ઘેર આવીને અરધી કલાક કસરત કરૂં છું. તે પછી જમવા બેસું છું. જમીને અરધી

કલાક ફરવા જાઉં છું, તે પછી દિશાએ ફરીને સાત વાગે ઘેર આવું છું. તે વખતે માબાપ કે મોટેરાનું કાંઇ કામ હોય તે કરી, અને તેમની સેવા કરી, પછી આઠથી દશ વાગ્યા સુધી મારો અભ્યાસ કરૂં છું. દશથી સાડાદશ સુધી આખા દિવસમાં શું શું કામ કર્યું ? અને કઇ કઇ બાબતનું આજે વધારે જ્ઞાન મેળવ્યું ? તેનો વિચાર કરી આ નોંધ પોથીમાં લખી લઉં છું. પછી મા બાપની આજ્ઞા લઇ સુઇ જાઉં છું.

શિક્ષક—વાડીલાલ ! કોઇ દિવસે ઉપાશ્રયે જઇ પડિક્કમણું કરે છે કે નહિ ?

વાડીલાલ—સાહેબ ! જો ગુરૂનો જોગ હોય તો, જે દિવસે રજા હોય, તે દિવસે તેમની પાસે જાઉં છું, અને ચોમાસામાં હમેશાં, અને તે શિવાય દરેક આઠમ તથા ચાદશને દિવસે બંને વખત પડિક્કમણું કરૂં છું, જ્યારે મારો અભ્યાસ સારો થશે એટલે પછીથી હમેશાં બે વખત પડિક્કમણું કરવાનો મેં નિશ્ચય કર્યો છે અને તે શિવાય બીજા કેટલાએક નિયમો મેં મારી નોંધ પોથીમાં લખી રાખ્યા છે.

શિક્ષક—વાડીલાલ ! તને શાબાશી ઘટે છે. તારી જેમ બીજા છોકરાઓ નોંધ પોથી રાખશે તો, તેઓ એક સારા ગૃહસ્થ શ્રાવક થઇ પડશે. હવેથી જે છોકરો આવા નિત્ય કર્મની નોંધપોથી રાખશે, તેને હું સારી જગ્યા આપીશ. અને તેનું નામ ઉંચે નંબરે રાખીશ.

---

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ પોતાને માટે નિત્યકર્મની નોંધપોથી

રાખવી જોઇએ. અને તે પ્રમાણે હમેશાં વર્તવું જોઇએ. નોંધપોથી રાખનારા છોકરાઓ વાડીલાલની જેમ પોતાના શિક્ષક પાસેથી સારી શાબાશી મેળવે છે.



## સારાંશ પ્રશ્નો.

૧ વાડીલાલના હાથમાં શું હતું ?

૨ નિત્યકર્મની નોંધ પોથીમાં શું લખાય છે ?

૩ વાડીલાલ આખા દિવસમાં શું શું કામ કરતો હતો ?

૪ વાડીલાલ કયારે ઉઠતો, અને કયારે સુતો હતો ?

૫ વાડીલાલને તેના માસ્તરે શું કહ્યું હતું ?

૬ વાડીલાલની જેમ વર્તનારા છોકરાને માસ્તરે શો લાભ આપવાનું કહ્યું હતું ?



# પાઠ ૬૦ મો.

## દુર્ગુણ છોડવા વિષે.

### વસંતતિલકા.

મોટાઈ જે હૃદયમાં સર્વ રાખે,
ખોટાં [1]કુવાક્ય મુખથી જન સાથ [2]ભાખે;
મ્હેણાંતણા વચનથી [3]પરચિત્ત બાળે,
જો હોય જૈન કદિ તે નહિ તેમ ચાલે. ૧
જે ચીડવે અવરને મનમાં ચિડાયે,
જે લોભ લાલચથકી ન જરા ધરાયે;

૧ નઠારા વચનો ૨ બોલે ૩ બીજાના ચિત્તને.

પોતાતણો હઠ ધરી નહિ ઢોંગ ટાળે,
જો હોય જૈન કદિ તે નહિ તેમ ચાલે. ૨

કંકાસ જે નિત્ય કરે કજીયા કરીને,
ગાળો કહે મુખથી રીસ ઘણી ધરીને;
ચાડી કરે [1]અપરની [2]વિપરીત ચાલે,
જો હોય જૈન કદિ તે નહિ તેમ ચાલે. ૩

જે લાગણી હૃદયમાં ધરતા ન સારી,
નિંદા કરે મુખથકી પરની નઠારી;
રાખે નહિ વિનયને કદિ કોઇ કાળે,
જો હોય જૈન કદિ તે નહિ તેમ ચાલે.

# ખંડ ૪ થો.

## જૈનતત્વ.

### પાઠ ૬૧ મો.

#### ચાર ગતિ.

મધુ કરીને એક છોકરો હતો. તે હમેશાં નવી ચીજને માટે ઘણો શોખીનો હતો. જ્યારે તેનો બાપ ઘરની બહાર જાય, ત્યારે તે કહેતો કે, બાપા! મારે માટે કાંઇ નવી ચીજ લેતા આવજો. તેનું

૧ બીજાની. ૨ અવળી રીતે.

બાપાનું નામ વિઠુલ હતું. વિઠુલ જૈન ધર્મમાં આસ્તિક હતો. તે મધુને હમેશાં ધર્મનું જ્ઞાન આપવાની ઘણી કોશિશ કરતો હતો. એક વખતે વિઠુલ બજારમાંથી એક ચિત્ર લાવ્યો. તે ચિત્રમાં એક તરફ નારકીનો દેખાવ હતો, અને તેની સામે પક્ષી, માણુસ અને દેવની એક એક છબી ચિતરેલી હતી. તે ચિત્ર લાવી વિઠુલે મધુને આપ્યું.

મધુ—બાપા ! આ શેનું ચિત્ર છે ?

વિઠુલ—તે ચાર ગતિનું ચિત્ર છે.

મધુ—ચાર ગતિ કઈ કઇ ? તે બતાવો.

વિઠુલ—જો આ નારકીનું ચિત્ર છે, તે પેહેલી નરકગતિ કહેવાય છે. તેની સામે જે પક્ષીનું ચિત્ર છે, તે બીજી તિર્યંચગતિ કહેવાય છે, જે આ માણુસનું ચિત્ર છે, તે ત્રીજી મનુષ્યગતિ કહેવાય છે. અને દેવતાનું ચિત્ર છે, તે ચોથી દેવગતિ કહેવાય છે.

મધુ—બાપા ! ગતિ એટલે શું ? તે સમજાવો.

વિઠુલ—આપણા શરીરમાં જે જીવ છે, તે જીવને મુઆ પછી જ્યાં જવાનું થાય, તે ગતિ કહેવાય છે અને તે જવાની ગતિ ચારજ છે. એટલે જીવ મર્યા પછી એ ચાર માંહેલી કોઇ પણ ગતિમાં જાય છે.

મધુ—બાપા ! તે જીવ ચારે ગતિમાં કેવી રીતે જાય ? તે સમજાવો.

વિઠુલ—ઘણાં પાપ કરવાથી જીવ નરક ગતિમાં જાય છે, તેનાથી થોડાં પાપ કર્યાં હોય તો, તિર્યંચ ગતિમાં જાય છે, થોડાં પુણ્ય તથા પાપ કર્યાં હોય તો, મનુષ્યની ગતિમાં જાય છે, અને એકલાં પુણ્ય કરેલ હોય તો, દેવતાની ગતિમાં જાય છે.

મધુ—આશા ! હવે હું બરાબર સમજ્યો. આ ચિત્ર હું મારી પાસે રાખીશ, અને નારકીની, તિર્યંચની, મનુષ્યની અને દેવતાની એ ચાર ગતિને હમેશાં યાદ રાખીશ.

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ નારકીની, તિર્યંચની, મનુષ્યની અને દેવતાની—એ ચાર ગતિ સમજીને યાદ રાખવી.

## સારાંશ પ્રશ્નો.

૧ મધુ છોકરો કેવો હતો ?
૨ તે શેનો શોખીલો હતો ?
૩ વિઠ્ઠલ કેવું ચિત્ર લાવ્યો હતો ?
૪ તે ચિત્રમાં શેનાં ચિત્રો હતાં ?
૫ ગતિ કેટલી હોય છે ?
૬ ચાર ગતિઓનાં નામ આપો ?
૭ ગતિ એટલે શું ?
૮ જીવ ચારે ગતિઓમાં કેવી રીતે જાય છે ?
૯ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતાની ગતિમાં જીવ શાથી જાય ?

## પાઠ ૬૨ મો.

### પાંચ જાતિ.

શ્રાવકના છોકરાએ પાંચ જાતિની માહીતી અવશ્ય મેળવવી જોઇએ. તે પાંચ જાતિ જીવની કહવાય છે. એક [illegible]

જાતિ, તે પેહેલી એકેંદ્રિયજાતિ. બે ઇંદ્રિયવાળા જીવની જાતિ તે બીજી બેંદ્રિયજાતી, ત્રણ ઇંદ્રિયવાળા જીવની જે જાતિ તે ત્રીજી ત્રેંદ્રિયજાતિ, ચાર ઇંદ્રિયવાળા જીવની જે જાતિ, તે ચોથી ચૌરિંદ્રિયજાતિ અને પાંચ ઇંદ્રિયવાળા જીવની જે જાતિ, તે પાંચમી પંચેંદ્રિયજાતિ કહેવાય છે. આ પાંચ જાતિ છે, તે બરાબર યાદ રાખવી જોઇએ.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ આ પાંચ જાતિ જાણવી જોઇએ, અને તેનો અર્થ સમજીને તે પાંચ જાતિને યાદ રાખવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ જાતિ કેટલી છે ? અને તે કઈ ? તે ગણાવો.



# પાઠ ૬૩ મો.



## છકાય.

શિક્ષક—છોકરાઓ ! તમે છકાય એટલે શું ? તે સમજો છો ?

છોકરાઓ—ના સાહેબ, અમને બરાબર સમજાવો.

શિક્ષક—બધા જીવ તે છકાયની અંદર આવી જાય છે. કાયનો અર્થ શરીર થાય છે, અને તે શરીર જીવને છ પ્રકારે હોય, તેથી છકાય જીવ કહેવાય છે.

છોકરાઓ—સાહેબ ! એ છકાય જીવ કયા ? તે કહો,

શિક્ષક—પૃથ્વીના જીવ, પાણીના જીવ, અગ્નિના જીવ, પવનના જીવ, ઝાડ-પાલાના જીવ, અને હાલેચાલે તેવા જીવ, એ છકાય જીવ કહેવાય છે.

છોકરાઓ—સાહેબ! તેમનાં બીજાં ટુંકાં નામ હોય તે કહો કે, જે અમે યાદ રાખીએ.

શિક્ષક—તેનાં બીજાં ટુંકાં નામ સાંભળો. ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, અને ૬ ત્રસકાય.

છોકરાઓ—સાહેબ! એ ટુંકાં નામ અમે હવે મનન કરીને મોઢે રાખીશું.

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ છકાય જીવ સમજીને તેનાં ટુંકાં નામ યાદ રાખવાં જોઇએ.

## સારાંશ પ્રશ્નો

૧ છકાય એટલે શું ?

૨ કાયનો અર્થ શું ?

૩ છકાય જીવ કયા કયા ?

૪ છકાય જીવનાં ટુંકાં નામ આપો.

# પાઠ ૬૪ મો.

## પાંચ ઇંદ્રિય.

દરેક જીવમાં ઇંદ્રિયો હોય છે. તે ઇંદ્રિયોને બહને ૫

બધાં કામ કરી શકે છે. જીવ સાંભળે છે, જુએ છે, સુંઘે છે, ખાય છે અને અડકે છે એ બધું ઇંદ્રિયોથી થાય છે. તે ઇંદ્રિયો કાન, આંખ, નાક, જીભ અને શરીરમાં રહેલી હોય છે. કાનને શ્રોત્રેંદ્રિય કહે છે, આંખને ચક્ષુરિંદ્રિય કહે છે, નાકને ઘ્રાણેંદ્રિય કહે છે, જીભને રસનેંદ્રિય કહે છે, અને ચામડીને સ્પર્શેંદ્રિય કહે છે. તેનુ સારી રીતે જ્ઞાન થવાને પ્રેમજીની વાર્તા જાણવા જેવી છે.

પાટણનગરમાં પ્રેમજી કરીને એક શ્રાવકનો છોકરો હતો. તે પાંચ ઇંદ્રિયોમાં સમજતો નહતો અને તેનાં બીજાં નામ યાદ રહેતાં નહતાં.

એક વખતે તેના શિક્ષકની પાસે ગયો. શિક્ષકે તેને કહ્યું, પ્રેમજી! તું જોડાક્ષર શિખ્યો છું ? પ્રેમજીએ કહ્યું, હા સાહેબ, તે પરથી તેની પાસે નીચેના પાંચ શબ્દો લખાવ્યા.

કાન, આંખ, નાક, જીભ, ચામડી,

પછી પ્રેમજીને તેના શરીર ઉપર તે ઓળખાવ્યા. પછી તેનાં બીજાં નામ નીચે પ્રમાણે લખાવ્યાં.

શ્રોત્ર, ચક્ષુર, ઘ્રાણ, રસના, સ્પર્શ,

આ બધા શબ્દ ગોખાવી મોઢે કરાવ્યા. પછી શિક્ષકે કહ્યું, હવે તેની સાથે ઇંદ્રિય શબ્દ જોડી દે. પછી પ્રેમજીએ તેની સાથે ઇંદ્રિય જોડી નીચે પ્રમાણે લખ્યું.

શ્રોત્રેંદ્રિય, ચક્ષુરિંદ્રિય, ઘ્રાણેંદ્રિય, રસનેંદ્રિય, સ્પર્શેંદ્રિય.

પછી તરત પ્રેમજી સમજી ગયો અને તેણે શિક્ષકનો ઘણો આભાર માન્યો.

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ પ્રેમજીની જેમ પાંચ ઇંદ્રિય ઓળખી લેવી અને તેને જોડણી કરી લખી સારી રીતે જાણવી જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ઇંદ્રિયો શેમાં હોય છે ?

૨ તે ઇંદ્રિયોથી જીવ શું શું કરી શકે છે ?

૩ ઇંદ્રિયોનાં બે જાતનાં નામ કહો ?

૪ પ્રેમજીને કેવી રીતે ઇંદ્રિયોની સમજણ પડી હતી ?

---

# પાઠ ૬૫ મો.

---

## છ પર્યાપ્તિ.

આપણું શરીર પુદ્ગળરૂપ છે. જે પાંચ ઇંદ્રિયના વિષયમાં આવી શકે તે પુદ્ગળ કહેવાય છે. પૂરાયા કરે અને ગળી જાય, તે પુદ્ગળોનો સ્વભાવ છે. તે પુદ્ગળોના વધારા ઘટાડાથી શરીરમાં ફેરફાર થયા કરે છે. જીવ છ જાતની શક્તિને ઉત્પત્તિ વખતે બાંધે છે. તેને પર્યાપ્તિ કહે છે. તે પર્યાપ્તિ છ પ્રકારની છે. જીવ મરીને જ્યારે બીજે ભવે જાય, તે વખતે પેહેલા સમયે આહાર લે છે. અને તે પછી જે શક્તિથી ખાવા પીવાના ખોરાકનો રસ શરીરપણે પરિણમાવે એવી શક્તિને બાંધે છે, તે પેહેલી આહારપર્યાપ્તિ કહેવાય છે. ખોરાકના રસમાંથી જે શરીરનું બંધાવાપણું અને શરીરપણે આહારના પુદ્ગળોને પરિણમાવવાની જે શક્તિ, તે બીજી

શીખ્યો છે, તેથી બોલી શકે છે, તે તેની પાંચમી ભાષાપર્યાપ્તિની ખુબી છે. અને જીવો મનમાં રમવાના કે ખાવાપીવાના વિચાર કરી શકે છે, તે તેની છઠ્ઠી મનપર્યાપ્તિ છે.

ગોવિંદે આ પ્રમાણે સમજાવ્યું, એટલે બધા છોકરાઓ ખુશી થઈ ગયા. અને આગળ પાઠની છ પર્યાપ્તિની વાત તેમણે બરાબર યાદ રાખી લીધી.



## સારબોધ.

ગોવિંદની જેમ દરેક છોકરાએ છ પર્યાપ્તિ વિષે સમજુતી મેળવવી, અને તેને હમેશાં યાદ રાખવી જોઈએ.



## સારાંશ પ્રશ્નો

૧ ગોવિંદ કેવો હતો ?

૨ જીવો તેને શું થતો હતો ?

૩ જીવામાં છ પર્યાપ્તિ કેવી રીતે સમજાવી હતી ?



# પાઠ ૬૭ મો.

## દશ પ્રાણ.

જીવમાં દશ પ્રાણ કહેવાય છે. તેમાં કેટલાએક જીવમાં ઓછા વધતા પ્રાણ પણ હોય છે. જીવ જ્યારે મૃત્યુ પામે છે, ત્યારે તેનામાંથી તે પ્રાણ ચાલ્યા જાય છે. શ્રોત્રેંદ્રિય એ જીવનો પહેલો પ્રાણ છે. તેનાથી જીવ સાંભળી શકે છે, ચક્ષુરિંદ્રિય એ જીવનો બીજો પ્રાણ છે, તેનાથી જીવ જોઇ શકે છે. ઘ્રાણેંદ્રિય એ જીવનો ત્રીજો

પ્રાણ છે, તેનાથી જીવ સુંઘી શકે છે. રસનેંદ્રિય જીવનો ચોથો પ્રાણ છે, તેનાથી જીવ ખાવાપીવાનો સ્વાદ લઇ શકે છે. સ્પર્શેંદ્રિય એ જીવનો પાંચમો પ્રાણ છે, તેનાથી જીવને ચામડી વડે ટાઢા, ઉના વિગેરેનું જ્ઞાન થાય છે. મનોબળ એ જીવનો છઠ્ઠો પ્રાણ છે, તેનાથી જીવ મનના વિચારો ફેલાવી શકે છે. વચનબળ—એ જીવનો સાતમો પ્રાણ છે, તેનાથી જીવ બોલવાની શક્તિ ધરાવે છે, કાયબળ—એ જીવનો આઠમો પ્રાણ છે, તેનાથી જીવ શરીરનું બળ ફેરવી શકે છે. શ્વાસોશ્વાસ એ જીવનો નવમો પ્રાણ છે, તેનાથી જીવ શ્વાસ ઉચ્છ્વાસ લઇ શકે છે, અને સુઇ શકે છે, અને આયુ—એ જીવનો દશમો પ્રાણ છે, તેનાથી જીવ તેની મુદત પ્રમાણે જીવી શકે છે. તે દશ પ્રાણ ઉપર આરાધકની વાત સમજવા જેવી છે.

કપિલનગરમાં આરાધક કરીને એક શ્રાવક હતો. તેને દશ દિકરા હતા. તે પોતાના દશે દિકરા ઉપર ઘણી પ્રીતિ રાખતો. ઘણીવાર તો તે પોતાના દશ દિકરાને " મારા પ્રાણ " એમ કહી બોલાવતો હતો. તે દશેનાં નામ દશ પ્રાણનાં નામ ઉપરથી રાખેલાં હતાં. તેમનાં નામ ૧ કાનચંદ્ર, ૨ ચક્ષુચંદ્ર. ૩ ઘ્રાણચંદ્ર. ૪ રસચંદ્ર, ૫ સ્પર્શચંદ્ર, ૬ મનોબળ, ૭ વચનબળ, ૮ કાયબળ. ૯ શ્વાસોચ્છ્વાસપ્રસાદ, અને ૧૦ દીર્ઘાયુષ્ય. એવાં પાડયાં હતાં. કપિલનગરના લોકો આરાધકને દશ પ્રાણ છે. એમ કહેતા હતા. દૈવયોગે તે દશે દીકરાઓ નામ પ્રમાણે ગુણવાન થયા. કાનચંદ્ર સાંભળવામાં તીવ્ર હતો. ચક્ષુચંદ્રની આંખ ઘણી તેજદાર હતી. ઘ્રાણચંદ્ર નાક સુંઘવામાં ચાલાક હતો. રસચંદ્ર ખાવાપીવાના સ્વાદમાં શોખી હતો. સ્પર્શચંદ્ર ચામડીને સુખ આપવામાં પ્રવીણ હતો. મનોબળ બુદ્ધિમાં મહા બળવાન હતો. વચનબળ

ભાષણ કરવામાં એકકો થયો હતો. કાયબળ શરીરે મજબૂત હતો શ્વાસોચ્છ્વાસપ્રસાદ પ્રાણાયામની શ્વાસ ઘુંટવાની વિદ્યામાં આગળ પડયો હતો. દીર્ઘાયુષ્યની આયુષ્ય લાંબી હતી.

આરાધકના આ દશે દીકરાઓ દશ પ્રાણથી ઓળખાતા હતા. અને લોકો તેમનાં નામ ઉપરથી દશ પ્રાણનાં નામ યાદ રાખતા હતા.



## સારબોધ.

દરેક શ્રાવકે દશ પ્રાણ જાણવા જોઈએ અને આરાધકના દીકરાના નામ યાદ રાખી, સમજૂતી સાથે તે બધાં નામ મનમાં ઠસાવવાં જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ જીવમાં કેટલા પ્રાણ હોય છે ?
૨ જીવ શેનાથી રહી શકે છે ?
૩ બધા જીવમાં સરખા પ્રાણ હોય કે ઓછા વધતા હોય ?
૪ દશ પ્રાણ કયા ? તે ગણાવો.
૫ દશ પ્રાણથી જીવ શું શું કરી શકે છે ?
૬ આરાધકને કેટલા દીકરા હતા ?
૭ તેમનાં નામ કેવી રીતે રાખ્યાં હતાં અને નામ પ્રમાણે શા શા ગુણ હતા ?



# પાઠ ૬૮ મો.

---

## પાંચ શરીર.

દેવનગરમાં જ્ઞાનચંદ્ર અને વિજ્ઞાનચંદ્ર નામના બે મિત્રો હતા.

તેઓ જૈન ધર્મના ઘણુ રાગી હતા. જ્ઞાનચંદ્રમાં બુદ્ધિ થોડી હતી અને વિજ્ઞાનચંદ્ર ઘણો હુશીયાર હતો. પાઠશાળામાં તેઓ સાથે જ ભણતા હતા. વિદ્યાગુરૂ જે વાત સમજાવતા તેને વિજ્ઞાનચંદ્ર તરત ગ્રહણ કરી લેતો અને જ્ઞાનચંદ્ર બરાબર સમજતો નહિં. પણ પાઠશાળામાંથી ઘેર આવ્યા પછી જ્ઞાનચંદ્ર વિજ્ઞાનચંદ્રની પાસેથી બધું જાણી લેતો હતો.

એક વખતે પાઠશાળામાં ગુરૂએ પાંચ શરીરનો પાઠ સમજાવ્યો, તે વિજ્ઞાનચંદ્ર સમજી ગયો પણ જ્ઞાનચંદ્ર બરાબર સમજ્યો નહીં. પાઠશાળામાંથી ઘેર આવ્યા પછી જ્ઞાનચંદ્ર અને વિજ્ઞાનચંદ્રની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ હતી.

જ્ઞાનચંદ્ર—ભાઇ વિજ્ઞાનચંદ્ર ! આજે પાંચ શરીરનો પાઠ મારાથી સમજાયો નથી તો મને મેહેરબાની કરી સમજાવ. મને તેમાં ઘણી શંકાઓ રહે છે. જીવને એક શરીર હોય, એ વાત સમજાય છે, પણ પાંચ શરીર શી રીતે થાય ? તે મને સમજાવ.

વિજ્ઞાનચંદ્ર—ભાઇ જ્ઞાનચંદ્ર ! શરીર પાંચ જાતનાં હોય છે. તેનાં નામ ૧ ઔદારિક શરીર, ૨ વૈક્રિય શરીર, ૩ આહારક શરીર, ૪ તૈજસ શરીર અને ૫ કાર્મણ શરીર છે. તે બધાં શરીર દરેક જીવને કાંઇ હોતાં નથી. પણ પુણ્ય પાપના યોગને લઇને તે શરીર થઇ શકે છે. જે જીવ ઔદારિક શરીરને યોગ્ય એવા પુદ્ગળો ગ્રહણ કરે તે પહેલું ઔદારિક શરીર કહેવાય છે અને જે જીવ વૈક્રિય શરીરને માટે તેવા પુદ્ગળો લઇ પોતાના આત્મ પ્રદેશની સાથે મેળવે તે બીજું વૈક્રિય શરીર કહેવાય છે. તે બે જાતનાં હોય છે. એક તો ભવ સબંધી અને બીજું લબ્ધી સબંધી. વૈક્રિય શરીરથી ભાતભાતનાં રૂપ વિકુર્વાય છે. જ્યારે જીવ આહારક શરીરને યોગ્ય

એવાં પુદ્‌ગળો લઇ શરીર બનાવે તે ત્રીજું આહારક શરીર કહેવાય છે, તે આહરક શરીર એક હાથનું બને છે અને તેવું શરીર ચૌદ પૂર્વધારી મુનીઓ કરી શકે છે જીવે ગ્રહણ કરેલા ખોરાકને પચાવે તે ચોથું તૈજસ્ શરીર કહેવાય છે જે પચાવેલા આહારના રસના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે વેંહેચી પરિણમાવે તે પાંચમું કાર્મણ શરીર કહેવાય છે.

**જ્ઞાનચંદ્ર**—ભાઇ વિજ્ઞાનચંદ્ર! હવે હું બરાબર સમજી ગયો. ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ—એ પાંચ શરીર મારા મનમાં હમેશાં યાદ રહેશે.



## સારબોધ.

દરેક શ્રાવકે જ્ઞાનચંદ્ર અને વિજ્ઞાનચંદ્રની જેમ માંહોમાંહી પુછી સમજુતી લઇ પાંચ શરીરનું જ્ઞાન મેળવવું જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ જ્ઞાનચંદ્ર અને વિજ્ઞાનચંદ્ર કોણ અને કેવા હતા ?

૨ શરીર કેટલી જાતનાં છે ? તેનાં નામ આપો.

૩ ઔદારિક અને વૈક્રિય શરીર કેવાં હોય છે ?

૪ એક હાથનું કયું શરીર બને છે ?

૫ ખોરાકને પચાવવામાં કયું શરીર કામ કરે છે ?

૬ પચાવેલા આહારના રસને જુદી જુદી રીતે વેંહચી આપે તે કયું શરીર કહેવાય ?



# પાઠ ૬૯ મો.

## બાર ઉપયોગ.

રમણિક દર્શનને એક છોકરો હતો, તે હમેશાં સાધુ મહારાજના મુખનાં વચન સાંભળવાને ઉપાશ્રયે જતો હતો. એક વખતે તે વખાણ સાંભળી ઘેર આવ્યો. ત્યારે તેના બાપાએ તેને પુછ્યું કે, રમણીક! આજે તું ઉપાશ્રયેથી શું સાંભળી આવ્યો? તેણે કહ્યું, બાપા! આજે તો ઉપાશ્રયમાં ગડબડ બહુ થતી હતી. લોકોને શાંત પાડવાને ઉપયોગ ઉપયોગ એવા શબ્દો બોલાતા હતા. બાપા! તે વખતે ઉપયોગ શબ્દ કહેવાય છે, તેનું શું કારણ હશે? ઉપયોગનો અર્થ શો થતો હશે? તે મને સમજાવશો?

તેના બાપાએ કહ્યું, રમણિક! ઉપયોગનો ખરો અર્થ કોઈકજ જાણતું હશે. તેં મને ઠીક પુછ્યું. બીજા લોકો તો એટલુંજ સમજે છે કે, ઉપયોગ રાખો એટલે ગડબડ મુકી સાંભળવામાં ધ્યાન આપો—એ કે રૂઢિથી જે અર્થ થાય છે, પણ તે ઉપયોગનો ખરો અર્થ બીજો છે. તે તું ધ્યાન આપીને સાંભળજે. આપણામાં જે જીવ છે, તેને ઉપયોગ હોય છે. જેને ઉપયોગ હોય, તેજ જીવ કહેવાય છે. તે ઉપયોગના બાર પ્રકાર છે. જીવમાં જ્ઞાન, અજ્ઞાન અને દર્શન હોય છે તેમાં જ્ઞાન પાંચ પ્રકારે, અજ્ઞાન ત્રણ પ્રકારે અને દર્શન ચાર પ્રકારે છે. એવી રીતે બાર પ્રકારે ઉપયોગ થાય છે. જીવને એ બાર પ્રકારના ઉપયોગમાં કોઈપણ એક કે વધારે ઉપયોગ હોય છે. આ ઉપયોગ [1]સાકાર તથા [2]નિરાકાર રૂપ કહેવાય છે. મતિ જ્ઞાન, શ્રુત જ્ઞાન, અવધિ જ્ઞાન, મનઃ પર્યવ જ્ઞાન અને

૧ વિશેષ જ્ઞાન. ૨ સામાન્ય જ્ઞાન.

કેવળ જ્ઞાન—એ પાંચ પ્રકારનાં જ્ઞાન કહેવાય છે. મતિ અજ્ઞાન શ્રુત અજ્ઞાન, અને વિભંગ જ્ઞાન—તે ત્રણ અજ્ઞાન કહેવાય છે. ચક્ષુ દર્શન, અચક્ષુ દર્શન, અવધિ દર્શન અને કેવળ દર્શન—એ ચાર પ્રકારનાં દર્શન કહેવાય છે. પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને ચાર દર્શન—એ બધા મળીને બાર ઉપયોગ કહેવાય છે. રમણિક ! આ બાર પ્રકારના ઉપયોગનો સંબંધ જીવની સાથે છે. પેહેલાં પાંચ જ્ઞાન સમકિતને આશ્રીને કહેલાં છે; એટલે જ્યાં સમકિત હોય ત્યાં પાંચ જ્ઞાન હોય છે. અને ત્રણ અજ્ઞાન મિથ્યાત્વને આશ્રીને રહેલાં છે એટલે જ્યાં મિથ્યાત્વ હોય, ત્યાં ત્રણ અજ્ઞાન હોય છે.

રમણિક—બાપા ! એ બાર પ્રકારના ઉપયોગને માટે હું સંક્ષેપમાં સમજી ગયો, પણ તે વિસ્તારથી ક્યારે સમજાવશો ?

પછી તને વિસ્તારથી સમજાવીશ. અત્યારે તો એ ઉપયોગના બાર પ્રકાર યાદ રાખજે.

રમણિક—બાપા ! બહુ સારૂં, પછી સમજાવજો.



## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ રમણિકની જેમ એ બાર ઉપયોગ યાદ રાખવા જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ રમણિક કેવો છોકરો હતો ?

૨ ઉપયોગનો અર્થ લોકો શું જાણે છે ?

૩ ઉપયોગનો ખરો અર્થ શો ?

૪ ઉપયોગ કોને હોય છે ?

૫ ઉપયોગ કેટલા પ્રકારના હોય ?

૬ જ્ઞાન કેટલા પ્રકારનું છે ?

૭ અજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

૮ દર્શનના કેટલા પ્રકાર છે ?

૯ ઉપયોગના બે ભેદ કયા છે ?

૧૦ ઉપયોગના બાર પ્રકારમાં સમકિત અને મિથ્યાત્વને આશ્રીને કયા કયા પ્રકાર છે ?

---

## પાઠ ૭૦ મો.

---

### આઠ કર્મ.

કોઇ પણ જાતનું કામ કરવું, તે કર્મ કહેવાય છે. તે કર્મના આઠ પ્રકાર છે. જેનાથી પાંચ ઇંદ્રિય તથા મન વડે વસ્તુનું ખરૂં જ્ઞાન થાય, તે મતિજ્ઞાન કહેવાય છે, એવું મતિજ્ઞાન જેના ઉદયથી ઢંકાઇ જાય, તે મતિજ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. શાસ્ત્ર સાંભળવાથી જે જ્ઞાન થાય તે શ્રુત જ્ઞાન, તે જેના ઉદયથી ઢંકાઇ જાય, તે શ્રુત જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. ઇંદ્રિયો તથા મનની જરૂરીઆત શિવાય આત્માથી રૂપી દ્રવ્ય જાણવામાં આવે તે અવધિ જ્ઞાન, તે જેના ઉદયથી ઢંકાઇ જાય તે અવધિ જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. જેનાથી બીજાના મનનો ભાવ જણાય તે મનઃ પર્યવ જ્ઞાન, તે જેના ઉદયથી ઢંકાઇ જાય તે મનઃ પર્યવજ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. જેનાથી રૂપી અરૂપી સર્વ જા-

કર્મચંદ્ર ઘણો ખુશી થઇ ગયો અને ગુરૂનો ઉપકાર માની ત્યાંથી ખુશી થતો પોતાને ઘેર આવ્યો અને પછી તરતજ તેણે તેજ મુનિની પાસે દીક્ષા લીધી હતી. આથી બધી પર્ષદા પણ ચકિત થઇ ગઇ હતી.



## સારબોધ.

દરેક શ્રાવકે કર્મચંદ્રની જેમ તે આઠ કર્મના ટુંકાં સ્વરૂપ જાણી તેની સમજુતી મેળવવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ કર્મચંદ્ર કેવો શ્રાવક હતો?
૨ કર્મચંદ્રે ગુરૂની આગળ કેવા પ્રશ્ન કર્યા હતા?
૩ આઠ કર્મના જુદા જુદા દાખલા આપો.
૪ જ્ઞાન ચડે નહિ, બહુ નિદ્રા આવે, શરીરમાં દાહ ઉઠે, જૈનધર્મ ઉપર શ્રદ્ધા ન રહે તથા ગુસ્સો વિગેરે બહુ આવે, શરીરમાંથી દુર્ગંધ છુટે, ભિક્ષુક કુળમાં જન્મ થાય, અને પૈસો છતાં આપી ન શકાય, થોડું જીવવું અને ઘણા કાળ સુધી જીવવું તે બધા ક્યા ક્યા કર્મના દાખલા છે? તે કહો.



# પાઠ ૭૨ મો.

---

## ત્રેવીશ વિષય.

શ્રીચંદ્ર અને રતિચંદ્ર નામે બે મિત્ર હતા. તેઓ જૈનશાળામાં સાથે અભ્યાસ કરતા હતા. શ્રીચંદ્ર જે ભણે તેનું મનન કરતો અને રતિચંદ્ર પોપટીયું જ્ઞાન રાખતો હતો. રતિચંદ્રની આવી નઠારી ટેવ જોઇ તેના શિક્ષક તેની ઉપર નારાજ રહેતા

આ અશાતાવેદનીય કર્મનું એક જાતનું સ્વરૂપ છે. પછી મુનિએ એક ચોથા શ્રાવકને બોલાવીને પુછયું, શ્રાવકજી! તને શું થાય છે? તે બોલ્યો મહારાજ! મને ક્રોધ, માન, માયા, લોભ વિગેરે બહુજ પીડા કરે છે. અને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા રહેતી નથી. હું કોઇ કોઇ વાર મિથ્યાત્વીના દેવને માનું છું. વળી કોઈવાર મને ઘણો ગુસ્સો આવી જાય છે. મુનિ બોલ્યા—ભાઇ કર્મચંદ્ર! જો આ મોહનીય કર્મનું સ્વરૂપ છે. પછી એક પાંચમા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો—મહારાજ! મારા શરીરમાંથી દુર્ગંધ છુટયા કરે છે. મુનિ બોલ્યા—કર્મચંદ્ર! આ નામ કર્મના ઘણા ભેદ છે. પણ તે માંહેલું આ એક સ્વરૂપ છે. તેને અપ્રસ્તગંધ કહે છે. પછી છઠ્ઠા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો—મહારાજ! હું શ્રાવકનો ધર્મ માનું છું, પણ મારો જન્મ ભિક્ષુક કુળમાં છે, મુનિ બોલ્યા—કર્મચંદ્ર! જો આ ગોત્ર કર્મનું સ્વરૂપ છે. પછી મુનિએ સાતમા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો, મહારાજ! હું પૈસાદાર છું, તે છતાં કોઇને કાંઇ આપી શકતો નથી. મુની બોલ્યા, કર્મચંદ્ર! જો આ અંતરાય કર્મનું એક સ્વરૂપ છે અને તે દાનાંતરાય કહેવાય છે. પછી મુનિએ એક આઠમા શ્રાવકને બોલાવીને પુછયું કે તને શું છે? તે બોલ્યો, મહારાજ! હું અને રામચંદ્ર સાથે એક દિવસે જન્મ્યા છીએ પણ એક જોશીએ મારૂં આયુષ્ય પચવીસ વર્ષનું કહ્યું છે અને રામચંદ્રનું પચાસ વર્ષનું કહ્યું છે. તેથી મને ખેદ થાય છે. ગુરૂ બોલ્યા જો, કર્મચંદ્ર! આ લાંબા કાળ સુધી અને થોડી મુદત સુધી જે એક ભવમાં રેહવું તે આયુઃકર્મ કહેવાય છે. આ પ્રમાણે મુનિએ પર્ષદામાંથા આઠ કર્મનું પ્રત્યક્ષ સ્વરૂપ બતાવ્યું, તે જાણી

કર્મચંદ્ર પણ ખુશી થઇ ગયો અને ગુરૂનો ઉપકાર માની ત્યાંથી ખુશી થતો પોતાને ઘેર આવ્યો અને પછી તરતજ તેણે તેજ ગુરૂની પાસે દીક્ષા લીધી હતી. આથી બધી પર્ષદા પણ ચકિત થઇ ગઇ હતી.



## સારબોધ.

દરેક શ્રાવકે કર્મચંદ્રની જેમ તે આઠ કર્મના ટુંકાં સ્વરૂપ જાણી તેની સમજુતી મેળવવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ કર્મચંદ્ર કેવો શ્રાવક હતો?

૨ કર્મચંદ્રે ગુરૂની આગળ કેવા પ્રશ્ન કર્યા હતા?

૩ આઠ કર્મના જુદા જુદા દાખલા આપો.

૪ જ્ઞાન ચડે નહિ, બહુ નિદ્રા આવે, શરીરમાં દાહ ઉઠે, જૈનધર્મ ઉપર શ્રદ્ધા ન રહે તથા ગુસ્સો વિગેરે બહુ આવે, શરીરમાંથી દુર્ગંધ છુટે, ભિક્ષુક કુળમાં જન્મ થાય, અને પૈસો છતાં આપી ન શકાય, થોડું જીવવું અને ઘણા કાળ સુધી જીવવું તે બધા કયા કયા કર્મના દાખલા છે? તે કહો.



# પાઠ ૭૨ મો.

## ત્રેવીશ વિષય.

શ્રીચંદ્ર અને રવિચંદ્ર નામે બે મિત્રો હતા. તેઓ જૈનશાળામાં સાથે અભ્યાસ કરતા હતા. શ્રીચંદ્ર જે ભણે તેનું મનન કરતો અને રવિચંદ્ર ગોખણીયું જ્ઞાન રાખતો હતો. રવિચંદ્રની આથી વધારે કૈંક જોઇ તેના શિક્ષક તેની ઉપર નારાજ રહેતા

આ અશાતાવેદનીય કર્મનું એક જાતનું સ્વરૂપ છે. પછી મુનિએ એક ચોથા શ્રાવકને બોલાવીને પુછયું, શ્રાવકજી:! તને શું થાય છે? તે બોલ્યો મહારાજ! મને ક્રોધ, માન, માયા, લોભ વિગેરે બહુજ પીડા કરે છે. અને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા રહેતી નથી. હું કોઇ કોઇ વાર મિથ્યાત્વીના દેવને માનું છું. વળી કોઈવાર મને ઘણો ગુસ્સો આવી જાય છે. મુનિ બોલ્યા—ભાઇ કર્મચંદ્ર! જો આ મોહનીય કર્મનું સ્વરૂપ છે. પછી એક પાંચમા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો—મહારાજ! મારા શરીરમાંથી દુર્ગંધ છુટયા કરે છે. મુનિ બોલ્યા—કર્મચંદ્ર! આ નામ કર્મના ઘણા ભેદ છે. પણ તે માંહેલું આ એક સ્વરૂપ છે. તેને અપ્રસ્તગંધ કહે છે. પછી છઠ્ઠા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો—મહા-રાજ! હું શ્રાવકનો ધર્મ માનું છું, પણ મારો જન્મ ભિક્ષુક કુ-ળમાં છે, મુનિ બોલ્યા—કર્મચંદ્ર! જો આ ગોત્ર કર્મનું સ્વરૂપ છે. પછી મુનિએ સાતમા શ્રાવકને બોલાવીને પુછયું કે, તારામાં શું છે? તે બોલ્યો, મહારાજ! હું પૈસાદાર છું, તે છતાં કોઇને કાંઇ આપી શકતો નથી. મુની બોલ્યા, કર્મચંદ્ર! જો આ અંતરાય કર્મનું એક સ્વરૂપ છે અને તે દાનાંતરાય કહેવાય છે. પછી મુ-નિએ એક આઠમા શ્રાવકને બોલાવીને પુછયું કે તને શું છે? તે બોલ્યો, મહારાજ! હું અને રામચંદ્ર સાથે એક દિવસે જન્મ્યા છીએ પણ એક જોશીએ મારૂં આયુષ્ય પચવીસ વર્ષનું કહ્યું છે અને રામચંદ્રનું પચાસ વર્ષનું કહ્યું છે. તેથી મને ખેદ થાય છે. ગુરૂ બોલ્યા જો, કર્મચંદ્ર! આ લાંબા કાળ સુધી અને થોડી મુદત સુધી જે એક ભવમાં રેહવું તે આયુઃકર્મ કહેવાય છે. આ પ્રમાણે મુનિએ પર્ષદામાંથા આઠ કર્મનું પ્રત્યક્ષ સ્વરૂપ બતાવ્યું, તે જાણી

કર્મચંદ્ર ઘણો ખુશી થઇ ગયો અને ગુરૂનો ઉપકાર માની ત્યાંથી ખુશી થતો પોતાને ઘેર આવ્યો અને પછી તરતજ તેણે તેજ મુનિની પાસે દીક્ષા લીધી હતી. આથી બધી પર્ષદા પણ ચકિત થઇ ગઇ હતી.



## સારબોધ.

હરેક શ્રાવકે કર્મચંદ્રની જેમ તે આઠ કર્મના ટુંકાં સ્વરૂપ જાણી તેની સમજુતી મેળવવી જોઇએ.



## સારાંશ પ્રશ્નો.

૧ કર્મચંદ્ર કેવો શ્રાવક હતો?
૨ કર્મચંદ્રે ગુરૂની આગળ કેવા પ્રશ્ન કર્યા હતા?
૩ આઠ કર્મના જુદા જુદા દાખલા આપો.
૪ જ્ઞાન ચડે નહિ, બહુ નિદ્રા આવે, શરીરમાં દાહ ઉઠે, જૈનધર્મ ઉપર શ્રદ્ધા ન રહે તથા ગુસ્સો વિગેરે બહુ આવે, શરીરમાંથી દુર્ગંધ છુટે, ભિક્ષુક કુળમાં જન્મ થાય, અને પૈસો છતાં આપી ન શકાય, થોડું જીવવું અને ઘણા કાળ સુધી જીવવું તે બધા કયા કયા કર્મના દાખલા છે? તે કહો.



# પાઠ ૭૨ મો.

---

## ત્રેવીશ વિષય.

શ્રીચંદ્ર અને રતિચંદ્ર નામે બે મિત્રો હતા. તેઓ જૈનશાળામાં સાથે અભ્યાસ કરતા હતા. શ્રીચંદ્ર જે ભણે તેનું મનન કરતો અને રતિચંદ્ર પોપટીયું જ્ઞાન રાખતો હતો. રતિચંદ્રની આવી નઠારી ટેવ જોઇ તેના શિક્ષક તેની ઉપર નારાજ રહેતા

અને શ્રીચંદ્રમાં મનન કરવાની સારી ટેવ જોઈ તેની ઉપર તે ખુશી રહેતા હતા. એક વખતે પાંચ ઇંદ્રિયોના વિષયની પરીક્ષા ચાલતી હતી. તે વખતે શિક્ષકે નીચેના બે સવાલો લખાવ્યા હતા—

બે અને ત્રણ વિષય કઈ કઇ ઇંદ્રિયોના છે?

આઠ અને પાંચ વિષય કઇ કઇ ઇંદ્રિયોના છે?

આ સવાલના જવાબ શ્રીચંદ્રે તરત લખી આપ્યા અને તેમાં તે સારી રીતે પાસ થયો અને રતિચંદ્ર તે લખી શકયો નહીં. તેથી નાપાસ થયો. રતિચંદ્રને તેના શિક્ષકે ઘણો ઠપકો આપ્યો અને કહ્યું કે, જો હવે ફરીવારની પરીક્ષામાં પાસ થશે નહીં, તો તને વર્ગની બહાર કાઢી મુકવામાં આવશે.

આવી ધમકી સાંભળી રતિચંદ્ર ચિંતાતુર રહેવા લાગ્યો. પછી તેના મિત્ર શ્રીચંદ્રે તેને દીલાસો આપી કહ્યું કે, રતિચંદ્ર હવેથી તું બરાબર ધ્યાન દઇને વાંચજે. રતિચંદ્ર બોલ્યો, ભાઇ શ્રીચંદ્ર! મારે શી રીતે ધ્યાન દઇને વાંચવું, તે ઉપાય બતાવ. શ્રીચંદ્ર બોલ્યો— ભાઇ! રતિચંદ્ર! જે વિષય આપણે શીખવાનો હોય, તેનો બરાબર વિચાર કરવો અને તે આપણા મનમાં ઠસાવી દેવો. રતિચંદ્રે કહ્યું શ્રીચંદ્ર! હવેથી હું તારા કહેવા પ્રમાણે કરીશ પણ પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો કેવી રીતે યાદ રાખવા તે સમજાવ. શ્રીચંદ્ર બોલ્યો ભાઇ રતિચંદ્ર! પહેલાં તો તારે નીચેની કવિતા યાદ રાખવી.

### ચોપાઇ.

બે છે નાકે ત્રણે કાન,
આંખે જીભે પાંચનું કામ;
ચામડીના છે આઠે જે,
ત્રેવીશ વિષયો સઘળા તે. ૧

## સારબોધ.

જય વિજયની જેમ દશ પ્રકારનું મિથ્યાત્વ સમજીને તે પ્રમાણે દરેક શ્રાવકે વર્તવું. અને વિજયની જેમ જે સાચું લાગે તેને ઉઘાડી રીતે અંગીકાર કરવું.

## સારાંશ પ્રશ્નો.

૧ જય વિજય કોણ અને કેવા હતા ?
૨ વિજયે જૈન થવાને કેવી પ્રતિજ્ઞા લીધી હતી ?
૩ વિજયની ઉપર કેટલા પ્રકારનું મિથ્યાત્વ ચઢાવ્યું હતું ?
૪ વિજય છેવટે કેવો થયો હતો ?

# પાઠ ૭૪ મો.

## જૈન શાસન વિષે કવિતા.

### હરિગીત.

દિલમાં દયા ધરવા થકી જ્યાં સત્ય ધર્મ મનાય છે;
ઉપકાર કરવા [1]અન્યનો જ્યાં [2]પરમ પુણ્ય ગણાય છે;
જ્યાં ધર્મ કેરૂં મૂળ સદ્દગુણ વિનય ગાજે ગર્વથી,
જયવંત છે આ જગતમાં હે જૈનશાસન સર્વથી. ૧
વખણાય ભારે વીરનો એ ધર્મ સઘળા લોકમાં,
શ્રાવક કુળે અવતાર આવ્યો પુણ્ય કેરા થોકમાં;
પામ્યા ભલો જિન ધર્મ તે સંતોષ ધરજો ધરવથી,
જયવંત છે આ જગતમાં હે જૈન શાસન સર્વથી. ૨
જ્યાં દેવ છે અરિહંત નિર્મળ વીતરાગ મહા પ્રભુ,
સુખકાર સુંદર શાંત જિનવર વિશ્વના નાયક [3]વિભુ;
તેને ભજો ભવ દુઃખ હરવા વિષય સઘળા [4]નેમથી
જયવંત છે આ જગતમાં હે જૈન શાસન સર્વથી. ૩

---

૧ બીજાનો. ૨ ઉંચી જાતનું. ૩ બધે પ્રસરી રહેલા, ધણી ૪ નાશ કરી.

શું છે ? તે મને બતાવ. જય બોલ્યો, ભાઇ વિજય ! અમારા શાસ્ત્રમાં દશ પ્રકારનું મિથ્યાત્વ કહેલું છે, તે બધું તને લાગુ પડે છે. વિજય બોલ્યો, જો તું મારા ઉપર દશ પ્રકારનું મિથ્યાત્વ સાબીત કરે તો હું મારૂં મિથ્યાત્વ છોડી દઉં અને તારો જૈન ધર્મ ગ્રહણ કરૂં. જય બોલ્યો, ભાઇ વિજય ! તું એક ચિત્તથી સાંભળજે. જીવ હોય, તેને અજીવ કરી જાણવો એ પેહેલું મિથ્યાત્વ છે અને અજીવને જીવ કરી માનવો તે બીજું મિથ્યાત્વ છે. તું કાચા પાણીને જીવવાળું છતાં અજીવ જાણી વાપરે છે, એ તારૂં મિથ્યાત્વ છે. ધર્મને અધર્મ કરી જાણવો, એ ત્રીજું મિથ્યાત્વ છે અને અધર્મને ધર્મ કરી માનવો એ ચોથું મિથ્યાત્વ છે. વિજય ! તું ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કરી જાણે છે, માટે એ બંને મિથ્યાત્વ તારામાં છે. સાધુને અસાધુ જાણે અને અસાધુને સાધુ જાણે—એ પાંચમું અને છઠું મિથ્યાત્વ છે. વિજય ! તું તેવીજ રીતે જાણે છે, માટે તારામાં પાંચમું અને છઠું મિથ્યાત્વ રહેલું છે. ખરેખરા મોક્ષ માર્ગને અવળો માર્ગ જાણે અને વિષય સેવા રૂપ અવળા માર્ગને મોક્ષ જાણે તે સાતમું અને આઠમું મિથ્યાત્વ છે. વિજય ! તું પણ એવીજ રીતે નઠારા માર્ગને મોક્ષ માર્ગ માને છે અને ખરેખરા મોક્ષ માર્ગને નઠારો માર્ગ માને છે, માટે તારામાં એ બંને મિથ્યાત્વ રહેલાં છે. પવન વિગેરે રૂપી પદાર્થને અરૂપી પદાર્થ કહે અને મોક્ષ વિગેરે અરૂપી પદાર્થને રૂપી કહે તે નવમું અને દશમું મિથ્યાત્વ છે. વિજય તું ! પણ તેવી રીતે માને છે, માટે એ દશે પ્રકારનાં મિથ્યાત્વ તારામાંજ ઘટે છે, માટે હું તને ખરેખરો મિથ્યાત્વી કહું છું. જયનાં આવાં વચન સાંભળીને વિજયના મનમાં સારી અસર થઈ ગઇ. તરત તેણે જૈન ધર્મ સ્વીકાર્યો અને તે પ્રમાણે વર્તીને છેવટે તે એક સારો ગૃહસ્થ શ્રાવક થઈ પડયો.



## સારાંશ પ્રશ્નો.

૧ શ્રીચંદ્ર અને રતિચંદ્ર કોણ અને કેવા હતા ?

૨ શિક્ષકે ઇંદ્રિયોના વિષયોની પરીક્ષામાં કેવા સવાલો લખાવ્યા હતા ?

૩ રતિચંદ્રને શિક્ષકે કેવી ધમકી આપી હતી ? અને તે શા માટે આપી હતી ?

૪ શ્રીચંદ્રે રતિચંદ્રને શો ઉપાય બતાવ્યો હતો ?

૫ પાંચ ઇંદ્રિયોના કેટલા વિષયો છે ?

૬ તે વિષયો યાદ રાખવાની કવિતા શી છે ?

૭ વિષયો યાદ રાખવામાં પેહેલા કેવા આંકડા યાદ રાખવા જોઇએ ?

૮ આઠ, બે, પાંચ અને ત્રણ વિષયો કઇ કઇ ઇંદ્રિયોના છે ?

૯ રતિચંદ્ર ફરીવારની પરિક્ષામાં કેવો ઉતર્યો હતો ?



# પાઠ ૭૩ મો.

---

## દશ પ્રકારનાં મિથ્યાત્વ.

જય અને વિજય નામે બે મિત્રો હતા. તેઓ જુદી જુદી જાતિના અને જુદા જુદા ધર્મના હતા. જય શ્રાવકનો દીકરો હતો. અને વિજય અન્ય ધર્મીનો દીકરો હતો. જય હમેશાં પોતાના મનમાં એવો વિચાર કરતો હતો કે, આ વિજયને હું શ્રાવકધર્મી કરી દઊં. પણ વિજયના મનમાં તે વાત ઉતરતી નહતી. એક વખતે જયે વિજયને મિથ્યાત્વી કહીને બોલાવ્યો, એટલે વિજયે કેહ્યું, જય ! તું મને મિથ્યાત્વી કેમ કહે છે ? મારામાં મિથ્યાત્વ

પેહેલાં તો તું બે, ત્રણ, પાંચ અને આઠ એ ચડતા આંકડા યાદ રાખજે. પછી તેમને ઇંદ્રિયોની સાથે ગોઠવજે. સુગંધ અને દુર્ગંધ એ બે નાક (ઘ્રાણેંદ્રિય) ના વિષયો છે. જીવ શબ્દ, અજીવ શબ્દ, અને મિશ્ર શબ્દ એ ત્રણ કાન ( શ્રોત્રેંદ્રિય ) ના વિષયો છે. કાળો, લીલો, પીળો, રાતો અને ધોળો એ પાંચ વિષયો આંખ (ચક્ષુરિંદ્રિય) ના વિષયો છે. કડવો, કષાયેલો, ખાટો, મીઠો અને તીખો એ પાંચ વિષયો જીભ (રસેંદ્રિય) ના છે અને સુંવાળો, ખરસડ, હળવો, ભારે, ટાહાઢો, ઉનો, લૂખો અને ચોપડયો—એ આઠ વિષય ચામડી ( સ્પર્શેંદ્રિય ) ના છે. આ પ્રમાણે પાંચે ઇંદ્રિયોના બધા મળીને ત્રેવીશ વિષયો થાય છે.

**રતિચંદ્ર**—ભાઇ શ્રીચંદ્ર! હવે હું બરાબર ઇંદ્રિયોના વિષયો સમજી ગયો. આપણા શિક્ષક ગમે તેવી પરીક્ષા લેશે, તોપણ હવે હું નાપાસ નહિ થાઉં.

**શ્રીચંદ્ર**—રતિચંદ્ર! આ પ્રમાણે બધા વિષયો વિચાર કરી શીખીશ તો તું કદિપણ નાપાસ નહીં થા. છેવટે તને એટલું વળી કહેવાનું છે કે, આ ત્રેવીશ વિષયો તું બરાબર ગણીને યાદ રાખજે.

રતિચંદ્રે શ્રીચંદ્રનો ઉપકાર માન્યો અને પછી તે ઇંદ્રિયોના વિષયોની પરીક્ષામાં સારે નંબરે પાસ થયો હતો.



## સારબોધ.

દરેક છોકરાએ શ્રીચંદ્રની જેમ દરેક વિષય મનન કરીને ભણવો. રતિચંદ્રની જેમ પોપટીયું જ્ઞાન રાખવું નહીં. કોઇ આપણને સારો બોધ આપે તો તે બોધ લેવો અને તે પ્રમાણે વર્તવું. તેમ કરવાથી જેમ રતિચંદ્ર શ્રીચંદ્રનો બોધ લઇને સુધરી ગયો, તેમ સુધરી જવાય છે.

